# ભયંકર ભામિની.





માલીકઃ-મે. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

કીમત આઠ આના.

# શ્રી પ્રાણજીવન પુસ્તકાલય ટાવર રોડ, સુરત.

તમામ જાતનાં સસ્તાં પુસ્તકો મેળવવાનું વિશ્વાસપાત્ર ઠેકાણું:-



શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

માલીક:-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર.

શંકર પ્રિન્ટીંગ પ્રેસ સુરત

॥ ઓ૩મ ॥

# ભયંકર ભામિની

અથવા

## આદર્શ સંન્યાસિની

( સચિત્ર રહસ્યપૂર્ણ ડિટેકટીવ નવલકથા )


લેખક

**માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક**

ગોપીપુરા-સુરત.



પ્રકાશક :

**પ્રાણલાલ જીવણદાસ ઠક્કર**

માલિક : પ્રાણજીવન પુસ્તકાલય

ઠે. ટાવરરોડ-સુરત.





આવૃત્તિ પહેલી ] [ પ્રતિ સંખ્યા ૨૦૦૦

**મૂલ્ય બાર આના.**

"દેશી મિત્ર" પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

" जयमंगलम्. "

# ભયંકર ભામિની.

## પ્રકરણ–૧ લું.

### લલિત ભુવનમાં લુંટ.



આકાશમાં ઘોર શ્યામતા પથરાએલી હતી. તારાનો પ્રકાશ સુદ્ધાં પૃથ્વિપર આવી શકતો નહોતો. વસુધા અનિલ-રાજના ભયંકર સુસવાટાથી ભયવિહ્વળા બની ગઇ હતી અને વર્ષા પોતાના સંપૂર્ણ બળ સાથે જાણે સંસારનો સર્વનાશ કરવાના ઉદ્દેશથીજ વિશ્વપર આક્રમણ કરી રહેલી હોયની તેમ જણાતું હતું! રાત્રિના બાર-બે વાગ્યાનો સમય થયો હતો. એક તો વર્ષાનું તોફાન અને બીજી તરફથી રજનીનો સમય, એટલે રાજાપુર નિવાસીઓએ પોતાના ગૃહના બારીબારણા બંધ કરી લીધા હતા અને તેઓ નિદ્રાદેવીની

પરમકૃપાથી આવૃત્ત બની ગયા હતા, પરંતુ રાજપુરના જાગીરદાર બાલચંદ્ર મહાશયને ત્યાં આથી જુદોજ પ્રકાર દ્રષ્ટિગોચર થતો હતો. તેમના બાલકપુત્ર કિર્તિકાન્તનો આજે જન્મ દિવસ હોવાથી તેમણે પોતાના સભાગૃહમા નગરના પ્રતિષ્ઠિત સ્ત્રી પુરૂષોને ઉપાહારાર્થે નિમત્ર્યા હતા. તેજ સાથે તેમણે ગણિકાને પણ નૃત્યને માટે ત્યા બોલાવી હતી, એટલે જે સમયે નગરમાં સર્વત્ર શાંતિનો વિસ્તાર હતો તેજ સમયે જાગીરદાર મહાશયનું લલિત ભુવન રંગરાગથી ગરજી રહ્યું હતું! ગણિકાના નૃત્યનો આરંભ થઇ ગયો હતો અને પ્રેક્ષકો મોહમુગ્ધ બની તે દ્રષ્યને નિહાળી રહ્યા હતા. ભુવનમાં સર્વત્ર ઇલેકટ્રીક—વિદ્યુત—ના દિપકો પ્રજળી રહ્યા હતા અને બહારના અંધકારનો પરાજય કરી પોતે મેળવેલા વિજય માટે, વિર યોદ્ધાના મુખપર સ્ફુરતા હાસ્ય પ્રમાણે તેઓ અપુર્વ તેજ દર્શાવી રહ્યા હતા. એટલામાં ત્યા એક ભિષણ અવાજ થયો અને તેજ સાથે મહાલયની સઘળી લાઇટ બંધ થઇ ગઇ, સઘળે અંધકાર અંધકાર વ્યાપી ગયો, તથા "મારો! મારો! કાપો! વૈર વસુલ! વૈર વસુલ!" એવી હૃદયસ્પર્શિની ગર્જનાઓ સંભળાવા લાગી. ક્ષણવારમા તો ઓગણીસ માણસોની એક સશસ્ત્ર ટુકડી ત્યા ધસી આવી અને તેમણે ત્યાં એવો ભયંકર હત્યાકાંડ પ્રવર્તાવી મૂક્યો કે ભુવનમા સર્વત્ર લોહિલોહિ થઇ રહ્યું. જે નાગરીકો ત્યાથી પલાયન કરી ગયા તેજ માત્ર આયુષ્યવાન રહ્યા, બાકીનાના શીર ઉપર ભયંકર વજ્રાઘાત થયો. એક ઓરડાનું કામ પુરૂ કરી તે ટુકડી તરતજ તેની પાસેના ઓરડામાં પેઠી. આ લુટારાઓની ટુકડીમા એક મનુષ્ય તેમનો અધ્યક્ષ હતો. તે સર્વથી આગળ ચાલતો હતો અને બાકીના માણસો ત્રણ ત્રણની

હારમાં તેની પીછળ ચાલતા હતા. તેઓએ આ ઓરડીમા આવતાંજ ભયંકર શબ્દથી બૂમ મારી, "રામસિંગ ક્યાં છે!"

"જી, હજુર; સેવક હાજર છે!" ઉપરોક્ત શબ્દનો ઉચ્ચાર કરતો એક યુવાન આગળ આવ્યો અને તેણે તે ટોળીના અગ્રણી સરસ્વતીપ્રસાદને પોતાના સ્વામી ભાલચંદ્ર જાગીરદાર સમજી પ્રણામ કર્યા. સરસ્વતીપ્રસાદે તરતજ પોતાની બંદુકનો કુંદો તે નિર્દોષ માનવીના મસ્તિકમાં લગાવી દીધો, તેજ સાથે બીજા ધાડપાડુઓ પણ ત્યાં ઉભેલા રામસિંગના અન્યાન્ય સેવકોપર તૂટી પડયા અને ક્ષણાર્ધમાં તેમનો નાશ કરી નાંખ્યો સરસ્વતીએ રામસિંગ જે ઓરડાપર પહેરો ભરતો હતો તે ઓરડાના દ્વાર તોડવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. હથોડાના ધડાધડ અવાજો થવા માડયા. અલ્પાવકાશમાં દ્વાર છિન્નભિન્ન બની ગયું અને સરસ્વતીએ અંદર પ્રવેશ કર્યો. એ ઓરડો જાગીરદારના "સંમ્પતિગૃહ"ને નામે ઓળખાતો હતો અને તેમાં નાના પ્રકારના જવાહિરો વિગેરે રાખવામાં આવતા હતા. બારણાની પાસેજ એકેક મણ વજનની સોનાની ત્રીસ પાટો પડેલી હતી. સરસ્વતીની આજ્ઞાથી આ બધી સંમ્પતિ ત્યાંથી નીચે લાવવામાં આવી. નીચે ત્રણ વિશાળ મોટરો ઉભી હતી. બે મોટરોના ગર્ભ ભાગને પ્રસ્તુત સંમ્પતિથી ભરી નાખવામાં આવ્યા અને એક મોટરમાં તે દસ્યુઓ બેસી ગયા. પુનઃ પ્રબળ વેગપૂર્વક તે ત્રણે મોટરો કોઇ અજ્ઞાત સ્થળે પ્રયાણ કરી ગઇ. રાત્રી પુરી થઇ. દિવાકરના કિરણો સંસારમા વિસ્તરી ગયા, તે સાથે જાગીરદારને ત્યાં થએલા ભિષણ હત્યાકાંડના સમાચાર પણ સર્વત્ર પ્રસરી ગયા. સઘળે એજ વાત થવા લાગી કે **લલિતભુવનમાં લૂંટ!**

રાજાપુર એ બંગાળાનું એક જાણીતું શહેર છે, ત્યાના જાગીરદારનું નામ પ્રણયદત્ત ઘોષલ હતું. પ્રણયદત્તને મોટી ઉમર સુધી કાંઇપણ સંતતિ થવા પામી નહોતી. જ્યારે તેમનો મરણકાળ કેવળ પાસે આવી રહ્યો, ત્યારે તેમણે પોતાની સઘળી સંપત્તિ પરમાર્થમાં આપી દેવાનો વિચાર કર્યો અને તેજ ઉદ્દેશથી તેમણે બે લાખ રૂપીયાનો વ્યય કરી નાખ્યો, પરંતુ પ્રભુની અભિલાષા કાઇ જુદીજ હતી. આવી વિશાળ સમ્પતિની રક્ષા થાય એવો જગાધિશ પ્રભુનો આદેશ હતો અને તે આદેશના સ્થુળ સ્વરૂપ રૂપ પ્રણયદત્તની પૌઢા રમણીને ગર્ભ રહ્યો! પણ જ્યાં ગર્ભ સાત માસનો થયો, ત્યાં ઘોષલ મહાશય સ્વર્ગાધિકારી થયા અને પુત્રના પ્રસવને ત્રીજે દહાડે પ્રણયદત્તની પત્નિ પણ આ નશ્વર સંસારનો પરિત્યાગ કરી ગઇ. આમ થવાથી રાજાપુરની જાગીર અને તેની વિશાલ સંમ્પતિ સંભાળનાર કોઇ રહ્યું નહિ આથી પ્રાન્તિક અધિકારીઓ તરફથી પ્રણયદત્તના કાકાના પુત્ર શ્રીયુત ભાલચંદ્રને રાજાપુરનો બધો વહિવટ ઘોષલનો પુત્ર મોટો થાય ત્યા સુધી સોંપવામાં આવ્યો, ભાલચંદ્ર જાગીરદાર કુટુંબમાંનોજ સદ્‌ગૃહસ્થ હતો એટલે સાધારણ રીતે તેજ રાજાપુરનો જાગીરદાર કહેવાવા લાગ્યો. બીજે દિવસે સહવારે આઠ સાડાઆઠ વાગે આ ભિષણ હત્યાકાંડના વર્તમાન પોલિસને મળતાં પોલિસ અધિકારીઓએ પોતાની તપાસ શરૂ કરી અને છેવટે તપાસને અંતે પોતાનો નિચે પ્રમાણે અભિપ્રાય વ્યક્ત કર્યો, "લલિતભુવનના દિવાનખાનામાં પડેલી ધાડની તપાસમાં એ દિવાનખાનામાંથી ફક્ત ત્રણ માણસોના મૃતક શરીરો મળી આવ્યા છે. આ ત્રણ શરીરોમાં બે સ્રીઓ છે અને એક ઘોષલનો નાનો પુત્ર છે. બાકીના સજ્જનો પલાયન કરી જવાથી

બચવા પામ્યા છે. ભાલચંદ્રનો બે વર્ષનો નાનો પુત્ર, તે પણ બચી ગયો છે અને ભાલચંદ્રનો પોતાનો કશો પત્તો નથી. સંમ્પતિગૃહ લુંટવાને માટે ત્યાના સઘળાજ પહેરેગીરોને મારી નાંખવામાં આવ્યા છે. આ પરથી બે અનુમાનો થઇ શકે છે, (૧) ભાલચંદ્રે પોતેજ આ ભિષણ હત્યાકાંડ કરાવ્યો હોવો જોઇએ અને તેણેજ ઘોષલના પુત્રનો વિનાશ કરાવ્યો હશે કે જેથી ઘોષલની સઘળી સંમ્પતિ પોતાનેજ પ્રાપ્ત થાય! આવા ભયંકર હત્યાકાંડમાં ઘોષલનો પુત્ર અને તેની બે દાસીઓજ મરણ પામે એ આશ્ચર્ય જેવુંજ છે, અને કાતો (૨) ભાલચંદ્રેજ આ તોફાન મચાવી ઘોષલના પુત્રને પ્રાણહિન કરાવી નાંખ્યો હશે અને પાછળથી તે સઘળી સંમ્પતિ સાથે ન્હાસી ગયો હશે."

પોલિસ અધિકારીઓનો આ અભિપ્રાય ઘણોજ વિચક્ષણ હતો! પરંતુ જનતાને પણ તેજ અભિપ્રાય સત્ય છે, એમ લાગવા માડયું, કારણ કે આખા ભિષણ હત્યાકાંડમાં ફક્ત ઘોષલનો બાલપુત્ર તથા તેની બે પરિચારીકા દાસીઓજ મરણ પામી હતી ? અને તેમના મૃતક શરીરો પણ ત્યાંજ પડેલા હતા. જો ભાલચંદ્રનું પણ આજ પ્રકારે મરણ થએલું માનવામાં આવે તો ત્યાં આગળ બીજા મૃતક શરીરોની માફક તેની પણ દેહ પડેલી હોવી જોઇએ! પણ તેમ નહોતું; વળી ઘોષલના પુત્રના મરણ સાથે તેની બે પરિચારીકા પણ મરણ પામી હતી તથા તેટલીજ વયનો ભાલચંદ્રનો પુત્ર આયુષ્યમાન રહ્યો હતો. આ બધા પ્રસંગો એવી રીતે ઇશ્વિરે ઉપજાવ્યા હતા કે તેથી ભાલચંદ્રનું શું થયું હશે, તેની કલ્પના કરવી પણ ભયકર કાર્ય હતું. સાધારણ બુદ્ધિથી પોલિસોએ ભાલચંદ્રને દુષિત ઠરાવ્યો

હતો. સત્ય ભવિષ્યના ગર્ભમાં હતું. પોલિસો પોતાની તપાસ ચલાવવામાં મસ્ત બની ગયા હતા અને જગત એ સત્યને અવલોકવાને મુગ્ધ હૃદયે તલસી રહ્યું હતું.

વર્તમાનપત્રોમાં અનેક પ્રકારના વિચિત્ર વર્તમાનો પ્રકટ થતા હતા. રોજ નવી નવી વાતો બહાર આવતી હતી. ભાલચંદ્રનેજ ગુન્હેગાર ઠરાવવાનો પોલિસ તપાસનો સાર પ્રકટ થએલો હોવાથી વર્તમાનપત્રો પણ તેજ પક્ષપર ઉતરી પડ્યા હતા. કેટલાક બાહોશ પત્રકારોએ તો ભાલચંદ્રના જીવનનો ભુતકાલિન ઇતિહાસ પણ શોધી શોધીને છાપવા માંડ્યો હતો અને તેના બાલ્યકાળના દોષો દર્શાવી દર્શાવીને પણ ભાલચંદ્ર ગુન્હેગાર વૃત્તીનોજ માનવી છે એવું દર્શાવવાના પ્રયત્નો કરી રહ્યા હતા. પરંતુ વિશુદ્ધ સત્ય તો માત્ર એક શ્રીહરિજ જાણતા હતા!

# પ્રકરણ:—૨ જું.

## બે ગુપ્ત વર્તમાન.



આજે રવીવારનો દિવસ હોવાથી કલકત્તાના જાણીતા ડિટેકટીવ મી. કિશોરકાન્તને ઓફિસે જવાનું નહોતું. તે ઉપરાંત તેની પ્રકૃતિ પણ સ્વસ્થ નહોતી, આથી તે પોતાના ગૃહના અગ્ર ખંડમાં વિરામાસન ( આરામચેર ) પર પડી એક સુંદર નવલકથા વાંચી રહ્યો હતો. તેના માથા પાસે આવેલી બારીમાંથી મંદમંદ અનિલ લહરીઓ આવતી હતી અને તેથી તેના શીરના કેશ વિખરાઇ ગયા હતા. એટલામાં તની પાસે મૂકેલા

ટેલીફોન યંત્રમાં ઘંટી વાગી, ઘંટી વાગતાંજ કિશોર તેની પાસે ગયો, યંત્રના બે ચાર ચક્રો ફેરવ્યા અને ભુંગળુ પોતાના હસ્તમાં લઇ કાન આગળ ધર્યું.

"કિશોરકાન્ત ડિટેકટીવ!"

"હા, કોણ છે; શું કામ છો?" કિશોરે પ્રશ્ન કર્યો.

"હું બાલચંદ્ર જાગીરદારનો સેક્રેટરી નિખિલરત્ન છું, મારે આપને ખાસ અગત્યના કારણસર મળવું છે, મને અત્યારે આવવાની આજ્ઞા છે?"

"હા, જો કાંઇ ખાસ અગત્યનું કાર્ય હોય તો ચાલ્યા આવો!" કિશોરે ઉત્તર દીધો અને તેજ સાથે ટેલીફોન યંત્રનું ભુંગળુ હસ્તમાંથી નીચે મૂકી દઇ પાછો આવીને તે આરામચેર પર પડયો. પરંતુ તેની આ વખતની ચેષ્ટા ઘણીજ વિચિત્ર હતી. તેણે હાથમાથી નવલકથા નીચે મૂકી દીધી હતી અને 'વંગવિનોદ' નામનું વર્તમાન પત્ર લઇ તે તે વાંચવામા રકત બની ગયો હતો. તેની આ ચેષ્ટા ચાલુજ હતી. તેટલામાં એક તરૂણ યુવાન ત્યા આવી પહોંચ્યો અને તેણે કિશોરકાન્તને પ્રણામ કર્યા.

"આવો!" કિશોરે આવકાર આપ્યો, અને પૂછયું, "નિખિલરત્ન આપનુંજ નામ છે ને વારૂ!"

"હા, મહાશય! નિખિલરત્ન મારૂંજ નામ છે અને મારે આપને એક ઘણીજ ગુપ્ત વાર્તા નિવેદન કરવાની છે. આપ બંગદેશના પ્રસિદ્ધ ડિટેકટીવ છો એટલે હું આપને પુનઃ એવા એક ભયંકર કાર્યમાં પ્રવૃત્ત કરવાની આજ્ઞા પ્રચ્છું છું!"

"બોલો !" કિશોરે અલ્પ શબ્દોમાંજ ઉત્તર આપી દીધો.

"રાજાપુરના જાગીરદાર ભાલચંદ્રના લલિતભુવનમા ગઇ તા૦ ૧૩મીને ગુરૂવારે એક ઘણીજ ભયંકર ધાડ પડી હતી, આ વખતે બદમાસો આખા મહેલમાં ઘુસી ગયા હતા. તેમણે દિપકો હોલવી નાંખ્યા હતા અને આખા મહાલયમાં છુટે હાથે મારામારી ચલાવી હતી. આ તોફાનમાં ઘાયલ જાગીરદારનો બાળપુત્ર અને તેને સંભાળનારી બે દાસીઓ મરણ પામી છે અને ભાલચંદ્ર પોતે કોઇ જગ્યાએ ગુમ થઈ ગયા છે. આ સાથે બદમાસો ત્રણ કરોડ રૂપીઆની સંમ્પતિ પણ પોતાની સાથે ઉઠાવી ગયા છે !"

"પછી એ સંબંધમા તમારા શહેર નિવાસીઓનો શું અભિપ્રાય છે ?"

"તેઓ બધા ધારે છે કે ભાલચંદ્રે પોતેજ ઘાયલની સંમ્પતિ મેળવવા માટે આ તોફાન ઉપસ્થિત કર્યું છે અને તે પોતેજ ત્રણ કરોડ રૂપીયાની સંમ્પતિ લઇ ન્હાસી ગયો છે !"

"એ સંબંધમાં તમે શું ધારો છો ? ભાલચંદ્ર ત્રણ કરોડની સંમ્પતિ લઇને ન્હાસી જાય એ બનવાજોગ છે ?" કિશોરે પૂછ્યું.

"મારી ધારણા લોકપ્રવાહથી સર્વથા ઉલટીજ છે. મારી એમ ખાત્રી છે કે ભાલચંદ્ર આવી તુચ્છ રકમોને માટે પોતાની અતૂલ કિર્તિ અને રાજભુવન જેવા વૈભવને લાત મારી ન્હાસી જાય એવો સંભવ નથી, આનું બીજું પણ એક કારણ છે !"

" તે પણ બતાવી દો; મારી આગળ કોઇપણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના સઘળી વસ્તુસ્થિતિ તેના મૂળ સ્વરૂપમાં ખુલ્લી કરો !

"હું તેમજ કરૂં છું. મારી પાસે મહત્વના બે પુરાવાઓ છે અને તેજ બંન્ને પુરાવાઓ ઉપરથી હું એમ બેધડક કહું કે ભાલચંદ્ર તદ્દન નિર્દોષજ હોવો જોઇએ. મહાશય! લલિતભુવનમાં પડેલી ધાડ વેળાએ બદમાસો ત્રણ કરોડ રૂપીયાની કિંમતનો માલ લુટી ગયા છે, પરંતુ ભાલચંદ્ર જાગીરદારની ખાનગી સંમ્પતિ તરીકે પાંચ કરોડ રૂપીયા જેવડી મોટી રકમ તેમના પોતાના નામપર " વેસ્ટ ઇંડિયા બેંકમાં " પડેલી છે, એટલે ત્રણ કરોડ રૂપીયા મેળવવા માટે તે પોતાના પાંચ કરોડ રૂપીઆ જતા કરે એ સર્વથા અશક્યજ છે. તેજ પ્રમાણે આપણે એમ માનીએ કે ધોષલની રાજાપુરની જાગીર પોતાના પૂત્રને મળે એ ઇચ્છાથીજ તેમણે ધોષલના બાળપુત્રનું ખૂન કરાવ્યું હોય, તો ત્યાં પણ એક અપવાદ નડે છે. રાજાપુર જાગીરની ઉત્પત્તિ પ્રતિવર્ષે તેવીસ લાખ જેટલી છે. અને અલ્પ અવસરમાંજ ભાલચંદ્રને જે જાગીર પ્રાપ્ત થવાની હતી તેની વાર્ષિક ઉત્પત્તિ સુડતાળીસ લાખ થવા જાય છે, તો પછી મોટો લાભ જવા દઇ ન્હાના લાભને માટે પોતાને આખું જીવન કલંકિતાવસ્થામાં પુરૂં કરવું પડે એ ભાલચંદ્ર કદાપી પણ પસંદ નહિજ કરે!"

"ભાલચંદ્રને નવીન જાગીર ક્યાંથી પ્રાપ્ત થવાની હતી, તે તમો જાણતા હશો!"

"હા, ભાલચદ્રના દ્વિતિય સમયના વિવાહ મોહનપુરના જાગીરદારની પુત્રી લલિતલતા સાથે થવાના હતા. મોહનપુરના જાગીરદાર વયે ઘણાજ વૃદ્ધ છે અને તેમણે પોતાની સઘળી જાગીર પોતાની પ્રિયપુત્રી લલિતલતાને અર્પણ કરી દીધી છે. આ બે પુરાવાથી જનતા અજ્ઞાત છે, એટલે તેમની એવી ધારણા થઇ ગઈ છે કે

ભાલચંદ્ર પોતેજ આ કાર્યમાં કારણભુત હશે પરંતુ જેઓ આ બે વસ્તુઓ જાણે છે તેઓ કદાપી ભાલચંદ્ર કલંકિત હશે એમ ધારી શકે નહિ, બોલો આ સંબંધમાં તમારો શું અભિપ્રાય છે ?"

"નિખિલ મહાશય ! તમારી સઘળી વાત મેં લક્ષપૂર્વક સાંભળી છે, પરંતુ તે છતાં અત્યારથીજ તેનાપર કોઇપણ જાતનો અભિપ્રાય વ્યકત કરવાની ધૃષ્ટતા હું કરી શકું એમ નથી, તમારે હજી પણ એ સંબંધમાં કાઇ વધારે માહિતી આપવી હોય તો તે સાંભળવા હું તૈયાર છું. બોલો ! આ સિવાય કાંઇ વિશેપ તમે જાણો છો ?"

"હા, એક વાત આપને કહેવી રહીજ ગઇ. ધાડપાડુઓએ અમારાજ અનુચરોની માફક તેમને અપાતાંજ વસ્ત્રો પહેર્યા હતા, તેમણે ત્રણ મોટોર ગાડીઓ પોતાની સાથે આણી હતી અને તે દ્વારાજ તેઓ બધો માલ લઇ ગયા હતા. આ મોટોર ગાડીઓ કયાથી આવી હતી, તથા કયાં પલાયન કરી ગઇ છે, તે સંબંધીનો કશો પત્તો નથી !"

"ઠીક, તમે જે માહિતી આપી છે, તે ઘણી રહસ્યપૂર્ણ છે. મને આશા છે કે ભાલચંદ્ર કલંકિત નિવડે કે ન નિવડે પણ તેને જીવંતાવસ્થામાં તો હું જરૂર તમોને મેળવી આપીશ, પરંતુ આ સાથે તમારે પણ એક વાત યાદ રાખવી આવશ્યક છે. તમે જાણો છો કે આ કામ જો ભાલચંદ્રે નહિ કર્યું હોય તો તે બદમાસોની કોઇ ભયંકર ટોળીનું પરાક્રમ હોવું જોઇએ, અને જો તેમજ હોય તો એ ધુર્તો, એ કામમાં હાથ નાંખનારાઓની પણ ખબર લેવા ચુકશે નહિ, માટે તમે આજે મને મારા ગૃહપર મળ્યા છો તથા આ ભયંકર

કાર્ય તમે મારા હસ્તમાંજ સોપ્યું છે, એ સંબંધીની બહાર કોઇને પણ માહિતી થવા દેશો નહિ હું આજથીજ મારા કાર્યનો પ્રારંભ કરી દઇશ, તે માટે તમે જરાએ શંકા ન રાખશો!"

"શ્રી. કિશોરકાન્ત! જો આપને હસ્તેજ આ ભયંકર કાર્યની પૂર્ણાહુતી થશે તો યાદ રાખજો કે આપના શ્રમનો પણ આપને જરૂર યથાયોગ્ય પુરસ્કાર મળશે!" એમ કહી નિખિલરત્ન જેટલી શાંતીથી આવ્યો હતો તેવીજ રીતે ત્યાથી પુનઃ પ્રસ્થાન કરી ગયો, અને કિશોરકાન્ત પુનઃ ત્યાં એકલો પડયો. એટલામાં એક નવીન તરૂણ યુવક ત્યાં આવીને ઉપસ્થિત થયો. આ તરૂણ યુવાનની મુખ-મુદ્રા ગંભીર પણ આનંદજનક હતી તથા તેનું શરીર ચાપલ્ય પ્રત્યેક અવલોકનારને મુગ્ધ કરી નાંખે એવું હતું. તેને જોતાજ કિશોરકાન્તે કહ્યું, "કેમ, નયનચંન્દ્ર! આજે પુષ્કળ વિલંબ થયો!"

"નહિ સાહેબ, હું તો મારા સમય પ્રમાણેજ આવ્યો છું, પણ અહીં નિખિલરત્ન આપની સાથે બેઠા બેઠા વાર્તાલાપ કરી રહ્યા હતા એટલે હું આ ઓરડામા ન આવતાં જોડેના ખંડમાંજ જઇ બેઠો અને તમારી વચ્ચે થતી વાર્તા સાંભળવા લાગ્યો!"

"તે બધી વાર્તા સાંભળી લીધી!" "હા!"

"એ પરથી તમે શું અનુમાન કરી શકો છો?"

"મને તો એમ લાગે છે કે આ કાર્ય કરનાર બાલચંદ્ર પોતેજ હોવો જોઇએ. થોડીક મુદત પછી તે જનસમાજ સમક્ષ ઉપસ્થિત થઇ જશે અને બન્ને તરફથી મળતા લાભો પોતેજ પ્રાપ્ત કરી લેશે!"

"પણ એવી રીતે જ્યારે બાલચંદ્ર પ્રકટ થશે ત્યારે આ ષડયંત્રની શિક્ષાનો ભાર પણ તેનેજ સહન કરવો પડશે અને આ કાર્યની

શિક્ષા એટલે ફાંસી કે જન્મદેશનિકાલ બેજ વસ્તુઓ નિશ્ચિત છે. પછી પ્રાપ્ત થએલી સંમ્પતિને તે શું કરશે ?"

"પરંતુ ધારો કે તમારેજ હસ્તે તે બદમાસોના ગૃહમાંથી બંદિવાન બનેલો મુક્ત થશે તો પછી જનસમાજ અને સરકાર તેને કલંકિત ન ઠરાવતા ભાલચંદ્રની પ્રસંશાજ કરશે !

"એટલે તમે એમ ધારો છો કે તે કૃતિમ રીતેજ પોતાના બદમાસ મિત્રોના ગૃહમાં જનતાને દર્શાવવા માટેજ બંદિવાન બની પડેલો હશે અને......"

પુનઃ ટેલીફોન યંત્ર પુકારી ઉઠયું, "ટીન, ટીન, ટીનનનનનન્".

## પ્રકરણ:-૩ જું.

### ખુદાના દરબારમાં !



શોરકાન્તે પુનઃ ટેલીફોન યંત્ર પાસે જઇ વાતચિત કરવા માડી, તેમણે પહેલોજ પ્રશ્ન કર્યો, "કોણ છો"

"તે હું તમોને જણાવવા ઇચ્છતો નથી, પરંતુ મારા ગુપ્તચરો દ્વારા મને એવી માહિતી મળી ગઇ છે કે તમે ભાલચંદ્ર જાગીરદારના મુનીમ નિખિલરત્ન સાથે હમણાંજ તમારા ગૃહપર મસલત કરી છે અને તે પ્રમાણે તમે ભાલચંદ્ર જાગીરદારને પાછો જીવતો લાવી આપવાને માટે પ્રતિજ્ઞાબદ્ધ થયા છો, પણ ખાતરી રાખજો; તમો ઘણા ભયંકર કાર્યમાં હાથ નાંખો

છો. તમારી વિદ્વતા માટે મને ઘણોજ પ્રેમ છે અને તેથી તમારા પ્રાણનો નાશ કરતા મારી કટાર વારંવાર પાછી પડે છે, પરંતુ તમે જ્યારે અમારી સાથે શત્રતાજ કરવા માગો છો ત્યારે અમોને પણ શત્રુતાનો ઉત્તર શત્રુતાથી આપવાની ફરજ પડશે અને તમારા પ્રાણ આપત્તિમાં આવી પડશે !" કિશોરકાન્તને ઉત્તર મળ્યો, તેણે બેત્રણ સવાલો પ્રસ્તુત ઉત્તર આપનાર મનુષ્યને કરી જોયા, પરંતુ તેના એક પણ પ્રશ્નનો તેને ઉત્તર મળ્યો નહિ. કિશોરકાન્તની અને નિખિલરત્નની મુલાકાતને હજી પા કલાક પણ થયો નહોતો તે પહેલાં તેની માહિતી શત્રુઓને મળી જવાથી તેને પણ ઘણુંજ આશ્ચર્ય થયું, તે પોતાના સહયોગી નયનચંદ્રને ઉદ્દેશીને બોલ્યો, "નયનચંદ્ર! તમે જોયું હશે કે જે વાતને હજી એક કલાક પણ પૂર્ણ નથી થયો તે ઘટના શત્રુઓ ત્વરીતજ જાણી ગયા છે એટલે મારી ખાત્રી છે કે બદમાસોના ગુપ્તચરો આ કલકત્તામાં પણ અવશ્ય હોવાજ જોઇએ અને તેમણેજ નિખિલરત્ન મને મળી ગયો, એ વાત શત્રુદલના અગ્રણીને તાર દ્વારા નિવેદન કરી હશે, ગમે તેમ હોય આપણો તો એજ ધર્મ છે કે આપણે આપણી તપાસનો પ્રારંભ કરી દેવો જોઇએ!

"ફરમાવો સાહેબ! મને શી આજ્ઞા છે!" નયનચંદ્રે ઉત્તર આપ્યો. નયનચન્દ્ર એ કિશોરકાન્તનો સહયોગી હતો અને તેના પર્સનલ આસિસ્ટંટ તરીકે કિશોરકાન્તની ઓફિસમાંજ કામ કરતો હતો. નયનચંદ્રનો ઉત્તર સાંભળી કિશોરે કહ્યું, "નયનચન્દ્ર! રાજાપુરમાં આ ભયંકર ગુન્હો બન્યો છે, એટલે આપણે રાજાપુર જઇનેજ આ ગુન્હાની તપાસ ચલાવવી જોઇએ, મને એટલી તો

माहिती मळी छे के भाळचंद्रने त्यांनी सघळी संम्पति बदमासो मोटोरकारमा भरीने लइ गया हता, तमारे राजापुर जइ ए मोटो-रकार संबंधी तपास करवी अने ते क्यांथी आवी हती तथा कये रस्ते पलायन करी गइ हती ते शोधी काढवुं! बोलो! ए कार्य तमे करी शकशो?"

"हाजी, मने संपूर्ण विश्वास छे के आपनी कृपाथी मारे हाथे अवश्य आ कार्य पार पडशे, जो आपनी आज्ञा होय तो हुं आजेज राजापुर जती ट्रेनमां राजापुर चाल्यो जाउं अने मारा कार्यनो प्रारंभ करी दउं!" नयनचंद्रे उत्तर आप्यो.

"नहि, नयनचंद्र! आ कार्य आवी उतावळथी करी शकाय एम नथी, तमे जाणो छो के बदमासोनी पण प्रपंचजाळ पूर्ण रीते फेलाइ रहेली छे, तेओ एम जाणशे के नयनचंद्र भाळचंद्र जागीरदारनी तपास माटेज राजापुर जाय छे तो तेओ गमे ते प्रकारे पण तारो नाश करी नाख्या विना रहेशे नहि, माटे तुं अहींथी सीधोज राजापुर न जतां पहेलां प्रतापनगर जा! अने प्रतापनगरथी कलकत्ता थइ जती राजापुर एक्सप्रेसमा राजापुर जई तारूं कार्य शरू कर." किशोरकान्ते कह्युं.

"प्रतापनगर जवा माटे क्यारे प्रयाण करवुं आप योग्य धारो छो?" नयनचंद्रे प्रश्न कर्यो अने उत्तर प्राप्ति माटे किशोरकान्तना मुखमंडल प्रत्ये अवलोकवा लाग्यो!

"तारे आज रात्रेज प्रतापनगर चाल्या जवुं एवी मारी आज्ञा छे. परंतु ए प्रवास पण आपणे जेम बने एम सर्वथा गुप्त

સચિત્ર. સચિત્ર.

# લાલનો એક્કો.

પ્રકાશકઃ–શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ–સુરત.



માલીકઃ–ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

શંકર પ્રેસ–સુરત.] કીંમત આઠ આના.

રાખવો અધિક સુયોગ્ય છે!" એટલા શબ્દોનો ઉચ્ચાર કરી કિશોરકાન્તે પોતાના નયનદ્વય મિંચી લીધા અને મસ્તિકપર હસ્ત ટેકવી કાંઇક વિચાર કરવા લાગ્યા, ક્ષણાર્ધપશ્ચાત તેમણે આંખો ઉઘાડી નાખી અને નયનચંદ્રને કહ્યું, "નયનચંદ્ર! હું હમણાજ તારા પ્રવાસનો યોગ્ય પ્રબંધ કરવા માટે જાઉં છું! પણ જો સ્મરણમાં રાખ, જાગીરદારનો કેસ આપણે હાથમાં લીધો છે એ ઘટનાથી બદમાસો સંપૂર્ણ રીતે જાણીતા થઇ ગયા છે એટલે મારી પ્રવૃત્તિ જોવા તેમનો કોઇ પણ ગુપ્તદૂત-છુપો જાસુસ મારી પાછળ આવતો માલમ પડે તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તું પણ તેની પાછળ પાછળ જજે અને એ ગુપ્તદૂત અંતે કયાં જાય છે તે સ્થાનનો પત્તો મેળવી લેજે! યાદ રાખ! એક ઘણાજ ભયંકર કાર્યમાં તું આજે પ્રવૃત્ત થાય છે!" કિશોરકાન્ત બોલ્યો.

નયનચંદ્ર કાંઇ ઉત્તર આપવા જતો હતો પરંતુ તે સાંભળવાનો પણ પોતાને અવકાશ નહિ હોય તેમ વિપુલ ત્વરા પૂર્વક કિશોર ઉઠયો અને એકદમ દાદરના પગથીઆ ઉતરી નીચે આવી ઉભો રહ્યો, તેણે પોતાની સાયકલ તયાર કરી અને ત્વરીતજ તેને અતિ વેગપૂર્વક હેસ્ટિંગ્સસરકલને માર્ગે દોડાવી મૂકી! પાછળ એક બીજી પણ સાઇકલ દોડવા લાગી! તેની પાછળ નયનચન્દ્ર પણ એક ત્રિજી સાઇકલ પર આરૂઢ થઇને વેગપૂર્વક દોડવા લાગ્યો. સૌથી આગળની સાઇકલ જેમ દોડતી હતી તેજ પ્રમાણે પાછલી સાઇકલના વેગમાં પણ પરિવર્તન થતું હતું અને તેવીજ ગતીએ નયનચન્દ્રની સાઇકલ પણ દોડતી હતી. કિશોરે હેસ્ટિંગ્સ સરકલમાં આવેલા નં. ૫૦૦૪ વાળા મકાનના દ્વારમાં પોતાની સાઇકલ જરા ધીમી પાડી, તેજ સાથે પાછલી બન્ને સાઇકલો પણ ધીમી પડી ગઇ. કિશોરે ફરી સાઇકલની ગતિને વેગ

આપ્યો, અને તેને ચેટરજી સ્ટ્રીટ દયાનંદ સરકલ અને આર્યસમાજ રોડને માર્ગેથી પુનઃ હેસ્ટિંગ્સરોડ ઘર નં. ૫૦૦૪વાળા મકાનના દ્વારમાંજ આણીને ઉભી રાખી. કિશોર સાઇકલ ત્યાંજ મૂકીને ગૃહમાં અંદર ચાલ્યો ગયો. અલ્પાવકાશ પછી એજ ગૃહમાંથી એક મનુષ્ય બહાર આવ્યો અને તે પેલી સાઇકલ ઉંચકીને તેને ગૃહના અતર્ભાગમાં લઇ ગયો! આ પ્રમાણે કિશોરની સાઇકલ અદ્રષ્ય થતાંજ તેની પાછળની સાઇકલ કોઇ નવેજ માર્ગે દોડી ગઈ! નયનચન્દ્રે પણ પોતાની સાયકલને એજ દિશાએ દોડાવી મૂકી. નં. ૫૦૦૪ વાળું હેસ્ટીંગ્સ રોડપર આવેલું મકાન કિશોરના એક પરમપ્રિય મિત્રનુંજ નિવાસ સ્થળ હતું. કિશોરે તેજ મકાનને પશ્ચિમ દ્વારેથી પુનઃ પોતાનો પ્રયાસ આરંભ્યો, તેણે અપૂર્વ વેગથી પોતાની સાઇકલ દોડાવી મૂકી અને તેને કલકત્તા સીટી ઓફિસે આણીને ઉભી રાખી, તેણે ત્યાંથી પ્રતાપનગરની એક ટીકીટ ખરીદી લીધી અને ત્વરીતજ તે પાછો પોતાના ગૃહને માર્ગે વળી ગયો. ટીકીટ લઇને તે પોતાને ત્યાં આવી પહોંચ્યો, પરંતુ નયનચન્દ્ર હજી સુધી આવ્યો નહોતો એટલે તેની રાહ જોતોતે આમથી તેમ ફેરા ફરવા લાગ્યો એટલામાં નયનચંદ આવી પહોચ્યો.

"કેમ નયનચન્દ્ર! મારી પાછળ પાછળ શત્રુઓનો કોઇ ગુપ્ત ચર-છુપો જાસુસ હતો કે નહિ વારૂ?" કિશોરકાન્તે પ્રશ્ન કર્યો.

"મહાશય! જરૂર તમારૂં અનુમાન તદ્દન સાચું છે. તમારી પાછળ શત્રુઓનો ગુપ્ત અનુચર હતો પણ દુર્ભાગ્યે તે મને હાથ તાલી આપી છટકી ગયો છે!"

"હં! શી રીતે છટકી ગયો?" આશ્ચર્ય પામતા કિશોર બોલ્યો.

" હેસ્ટીગ્સરોડમાં ગયા પછી તમે તો શિવસહાયના બંગલામાં ચાલ્યા ગયા અને ક્ષણાર્ધ પછી તમારી સાયકલ પણ ત્યાંથી લઇ જવામાં આવી એટલે શત્રુઓના ગુપ્તચરે પોતે નવીન દિશાનો માર્ગ લીધો. હું પણ ત્યાંથી તેની પાછળ પાછળ ચાલ્યો, થોડે દૂર જતાં તે કોટનસ્ટ્રીટમાં આવેલી રોયલ હોટલના દ્વારમાં જઇને અટકી ગયો, હું પણ ત્યાંજ ઉતરી પડયો. પેલો ગુપ્ત જાસુસ હોટલમાં ગયો એટલે હું તેની સામે આવેલી કિંગ્સહોટલમાં પેઠો અને એ ધુર્ત ક્યારે પાછો આવે છે તેની પ્રતિક્ષા કરવા લાગ્યો. એટલામાં હોટલમાંથી કોઇ તરૂણ યુવાન આવીને તે સાયકલ પર આરૂઢ થઇ પ્રસ્થાન કરી ગયો અને પેલો ધુર્ત કોણ જાણે કયાનો ક્યાં ગૂમ થઇ ગયો !"

" એમ કે !" સાશ્ચર્ય હાસ્ય કરતાં કિશોરકાન્ત બોલ્યોઃ જરા વાર રહી તેણે પુનઃ નયનચન્દ્રને કહેવા માંડયું. " મી; નયનચન્દ્ર ! હું તમારે માટે પ્રતાપ નગરની ટીકીટ લઇ આવ્યો છું. માટે તમે ત્યાં જવાને માટે તૈયાર થાઓ, પણ જો ! જો ! ખૂબ સ્મરણમાં રાખજો તમે ભયંકર અગ્નિ સાથે વિહાર કરવા પ્રવૃત્ત થાઓ છો, જરાપણ ગાફેલ થશો તો માર્યા જશો તમે જાણો છો કે શત્રુઓ કેટલા બલવાન અને કેવા વિચક્ષણ કાર્યદક્ષ છે ! તેમને જો માલમ પડશે કે તમે આજ કાર્યને માટે રાજાપૂર પ્રયાણ કરો છો તો તે અવસ્ય તમારા પ્રાણ લેશે ! તમારે ત્યાં જઇને નિખિલ રત્નને મળવું અને માત્ર તેનેજ તમારી ગુપ્ત ઓળખાણ આપવી. જુઓ આ સંબંધમાં હું તમોને ત્રણ મુદ્દા બતાવું છું. નિખિલ રત્ન એમ ધારે છે કે બાળચન્દ્રને બદમાસો ઉઠાવી ગયા છે અને

તેમણે ભાળચન્દ્રને કોઇ ગુપ્ત સ્થલમાં કેદ રાખ્યો હશે, કિંવા ભાલચન્દ્રના કોઇ શત્રુઓએજ તેને બદમાસો પાસે બંદિવાન બનાવરાવ્યો હશે અથવા ભાલચન્દ્ર પોતેજ આ ઘોર કૃષ્ણ કર્મ કરી પલાયન કરી ગયો હશે, ગમે તે હોય પણ એટલી વાત તો ચોક્કસ છે કે ભાલચન્દ્રને બંદિવાન બનાવી શત્રુઓ મોટારકારમાંજ લઇ ગયા હતા માટે તમારે એ મોટારકાર વિષે ખાસ તપાસ કરવાની આવશ્યકતા છે!'

"જેવી તમારી મારા પર કૃપા છે તેવીજ હું પણ કાર્ય દક્ષતા બતાવીશ અને આપ જણાઓ છો તે બાબતની સંપૂર્ણ પરિશોધ કરી શકીશ! પરંતુ આ કાર્યમા આપ આપનો ભાગ કેવી રીતે આપવા માગો છો તે જણાવશો તો તમારી અત્યંત કૃપા થશે!"

"એ બધાનો આધાર તારી શોધ પર છે, જો તું મોટારકાર કયાંની હતી તેનો પત્તો મેળવશે તો હું તેજ સ્થળે જઇને મારી તપાસનો આરંભ કરીશ કિંવા જો તું તારા પ્રયત્નોમાં નિષ્ફળ જશે તો મારે જાતેજ રાજાપુર જઇ આ બાબતની શોધ કરવી પડશે!"

"વારૂ, એ સિવાય આપ કાંઇ આજ્ઞા આપો છો?"

"હા' એ દરમ્યાન તારે મને કાંઇ પણ લખવું કિંવા પુછાવવું હોય તે બધો વ્યવહાર તારથીજ 'બાબુશિવસહાય ઘર નં. ૫૦૦૪ હેસ્ટિંગ્સ સરકલ કલકત્તા' એજ સરનામે કરવો. હું પણ જો તમારા આવ્યા પહેલાં બહાર ચાલ્યો જઇશ તો તમારા પરની સઘળી કાર્યવાહી તાર દ્વારા એજ સ્થળે દર્શાવીશ! મી૦ નયનચન્દ્ર ચાલો તમે એક મુસલમાન ફકીરનો વેશ ધારણ કરી લો અને તમારા પ્રયાણનો પ્રારંભ કરો!"

નયનચન્દ્ર તરતજ ઉઠયો અને ભોજનગૃહમાં જઇ ઉદર શાંતી માટે ભોજન કરવા બેસી ગયો. તેણે અરધા કલાકમાં પોતાનું કાર્ય આટોપી લીધું અને તરતજ ફકીરનો છદ્મ વેશ ધારણ કરી તેણે સ્ટેશનને માર્ગે પ્રયાણ કર્યું. પ્રતાપ નગરની ગાડી આવવાને હવે વિશેષ અવકાશ નહોતો. ચાર પાચ મિનિટ ગયા પછી ટ્રેન સ્ટેશને આવીને ઉભી રહી. નયનચંદ્ર સેકંડ કલાસનો એક ખાલી ડબો જોઈ તેમાં બેસી ગયો અને પોતાની પાસેનું એક વર્તમાન પત્ર કાઢીને વાંચવા લાગ્યો! -

બેચાર ક્ષણો ગઇ હશે એટલામાં મોલવી જેવો જણાતો બીજો એક મુસલમાન પ્રવાસી પણ તેજ ડબામાં દાખલ થયો અને નયન-ચંદ્રની પાસેજ બેસી ગયો. અલ્પાવકાશમાં ટ્રેન સ્ટાર્ટ થઇ, અનિલની શિતળ લહરો આવવા લાગી, અને પ્રવાસીઓને શાંતી મળવાનો સુયોગ આવ્યો! એટલામા અચાનક આકાશમાં શ્યામ અભ્રદળો દૃષ્ટિગોચર થવા લાગ્યા! જોતજોતામા વાદળા એટલા તો વિપુલ પ્રમાણમાં ચઢી આવ્યા કે જગત પર આવતી શીતળચંદ્ર કૌમુદી અદૃષ્ય થઈ ગઇ અને મુસળધાર વરસાદ વરસવા લાગ્યો. અનિલનું તોફાન પણ શરૂ થઇ ગયું અને પ્રવાસીઓએ તરતજ પોતપોતાના ડબ્બાની બારીઓ બંધ કરી લીધી. નયનચન્દ્રે પણ પોતાના ડબ્બાની બન્ને બારી પોતાને હાથેજ બંધ કરી દીધી! બારી બંધ કરવાનો અવાજ સાંભળી પેલો મોલવી ઉઠયો અને તેણે પુનઃ ત્વરાપૂર્વક તે બન્ને બારી ઉઘાડી નાંખી!

આ વિચીત્ર વર્તણુકથી આશ્ચર્ય પામતા નયનચન્દ્ર બોલ્યો, "મહાશય! શું આ થંડી અને વરસાદ તમને અત્યંત પ્રિય લાગે

છે? આવી વિચિત્ર ૠતુમાં એક પણ માણસ પોતાના શરીરને ગૃહમાંથી બહાર કાઢતો નથી અને પશુપક્ષીઓ પણ પોતાની દેહને શીતલતાથી બચાવી લેવા માટે પ્રયત્નો કરે છે ત્યાં તમે આ શું કરો છો!"

"બચ્ચા! ખુદાની કુદરતમાં મઝા માણવી એ અમારા મોલવીઓનાજ કામો છે, તમે ફકીરના વસ્ત્રો પહેરી લોકોને ધુતો છો અને અમે મૌલવીઓ ખુદાના કલમા પઢાવી શયતાનને પણ ખુદાની ગોદમાં સાતમે આકાશે મોકલી આપીએ છીએ તે જાણો છો?"

"હું ધારૂં છું તમે પોતે પણ ત્યારે એવા એકાદ બે કલમા પઢીને ખુદાના દરબારમાં જઇ આવ્યા હશો નહિ વારૂ!"

"કમબખ્ત! મારી મૌલવીની મશ્કરી કરે છે, તારે ખુદાનો દરબાર જોવો છે તો બેશક મારે તે તને બતાવવોજ જોઇએ! ચાલ ખુદાના દરબારમાં જવાને તૈયાર થઇ જા!" એમ કહી તે મૌલવીએ નયનચન્દ્રને પોતાના હાથમાં ઉઠાવી લીધો અને બારણું ઉઘાડી નાંખી તેને નીચે ફેંકી દીધો! આ વખતે ગાડી હુગલી નદિના પુલ પર આવી રહી હતી. જેવો નયનચન્દ્ર નીચે પડયો, તેવોજ તે પોતાના શરીર ભારને લીધે હુગલીના શાંત જલને પ્રવાહીત કરતો છેક અંદર ચાલ્યો ગયો!

આ ભિષણ કાર્યની કોઇને પણ માહિતી નહોતી થઇ! પ્રવાસીઓ વર્ષાના જલ અને શીતલતાથી બચવા બારી બારણા બંધ કરી ડબામાં છુપાઇ ગયા હતા. અને ચંદ્રનારાયણ મૌલવીના શયતાની કૃત્યને નિહાળવું ન પડે એ અભિલાષાથી અબ્રદળોમાં લિન થઇ ગયા હતા. આ ભિષણ દુષ્ટકર્મને જગદાધારના નેત્રો સિવાય બીજું કોઇ પણ અવલોકનાર નહોતું. પ્રતાપ નગરથી ઉપડેલી

રાજાપુર એકસ્ પ્રેસ કિંગ્સટાઉન સ્ટેશને ઉભી રહી, પેલો મૌલવી ત્યાં ઉતરી પડયો અને આખી ટ્રેનના પ્રત્યેક ડબાની પાસે કાન દઇને ફરવા લાગ્યો ! તેને ખાતરી થઇ ગઇ કે પોતાના કૃષ્ણ કર્મની કોઇને પણ માહિતી થઇ નથી અને પોતાનું પાપ આ સંસારમાં કોઇ પણ જાણી શકયું નથી. આથી તેના હૈયામાં હર્ષ ઉભરાયો ! તેણે એક કઠોર હાસ્ય કર્યું અને પાછા વળીને પ્લેટફોર્મથી બહાર જવાને પ્રવૃત્ત કરી ! તેર મિનિટના વિલંબ પુનઃ ટ્રેન પોતાના નિયત માર્ગમાં અગ્રગામી બની ગઇ !



# પ્રકરણ–૪ થું.

## આશાનું ખૂન.



જે સમયે ભોજન લઇને નયનચન્દ્ર પોતાનો પ્રવાસ કરવાને તૈયાર થઇ ગયો હતો તેજ સમયે કિશોરકાન્ત પોતે પણ પોતાના પ્રવાસની તૈયારી કરતા હતા, નયનચન્દ્રના ગયા પછી તરતજ કિશોરકાન્ત બહાર આવ્યા અને એક ભાડુતી ગાડીમાં બેસી હુગલી મોટોર સર્વીસના સ્ટેશન આવી પહોંચ્યા. અહીં આવી તેમણે જરા વાર આમ તેમ નિહાળ્યું અને પોતાની પાછળ કોઇ ગુપ્ત જાસુસ નથી એની ખાત્રી થતાં તેઓ એક ટિકીટ ઓફિસમાં પેઠા ! હુગલી બંદરથી હુગલી નદી મારફત પણ રાજાપુર જઇ શકાતું હતું. કિશોરકાન્તનો ઉદ્દેશ આજ માર્ગે રાજાપુર જવાનો હતો. તેમણે ત્યાંથી

એક વહાણની ટિકીટ ખરીદ કરી અને પછી તે નૌકાને શોધતા તેઓ કિનારે કિનારે આમ તેમ ફરવા લાગ્યા ! એટલામાં તેમને કંઇ વર્ષ પૂર્વેનો એક પરિચિત ખારવો તેમને મળી ગયો કિશોર કાન્તે તેને પૃછ્યું, "રામનાથ ! ઘોષલ કંપનીનું રાજાપુર જાય છે તે વહાણુ કયાં છે ?"

"તે નૌકા તો ઘણી મોટી હોવાથી છેક અહીં સુધી આવી શકે એમ નથી પણ અહીંથી ઘણે દૂર જલમાંજ તે ઉભી રહે છે જો આપની ઇચ્છા હોય તો હું મારી એક નાની નોકામાં બેસાડી તમોને ત્યાં મૂકી આવું !"

'ચાલો, તેમ કરો તો પણ મને કશો વાંધો નથી. ઉલટી મારે તો એ નાકા શોધવી મટશે !" કિશોરે ઉત્તર આપ્યો ! કિશોરકાન્ત તરતજ વહાણમા બેસી ગયો ! વહાણુ ધીમે ધીમે સરિતાના જલમાં માર્ગ કાપવા લાગ્યું. પાંચ મિનિટમાં તે નૌકા ઘોષલ કંપનીના જે વહાણુમાં કિશોરને બેસવાનું હતું તે વહાણુ પાસે આવી રહી. કિશોરે તે નાકાપરથી મોટી નૌકામાં પ્રયાણ કર્યું અને ચાર આનાના પસા આપી પેલા ખારવાને વિદાય કર્યો.

કિશોરકાન્ત જે વખતે પોતાના ગૃહથી નીકળી ટીકીટ હાઉસ તરફ આવ્યો હતો તેજ સમયે શત્રુઓનો એક ગુપ્ત દૂત પણ તેમની પ્રવૃત્તિનું અવલોકન કરતો તેની પાછળ પાછળ આવતો હતો પરંતુ આ ઘટનાની કિશોરને જરાપણ માહિતી થઇ શકી નહિ તેમણે જેવું રાજાપુરના વહાણુ તરફ પ્રસ્થાન કર્યું, તેવાજ પેલા ગુપ્ત દૂને પણ પોતાના કાર્યનો આરંભ કરી દીધો, તેણે ટેલીગ્રાફ ઓફિસમાં જઈ તરતજ પોતાના અધ્યક્ષને–બદમાસોની ટોળીના સરદારને એ સંબં-

થીનો તાર આપી દીધો કે કિશોરકાન્ત ભાળચન્દ્ર ખૂનની તપાસ કરવાને અર્થે રાજાપુર પ્રયાણ કરી ગયા છે.

રાજાપુરમા આ તાર પહોંચતાજ ઘણો કોલાહલ મચી રહ્યો. શત્રુઓ સાવધાન થઇ ગયા અને તેઓ ગમે તે પ્રકારે આ સમયે કિશોરકાન્તનો પ્રાણ લેવાને અર્થે દૃઢ પ્રતિજ્ઞ થઇ તેના આગમનની પ્રતિક્ષા કરવા લાગ્યા!

કિશોરકાન્તની નૌકા પ્રતિદિવસ જલમા વધારે અને વધારે પ્રવાસ કરી રહી હતી. માથા ઉપર દેખાતું સ્વચ્છ અને મનોહર આકાશ તથા નીચે દ્રષ્ટિએ પડતો મનોહર જલ પ્રદેશ ચિત્તને અનુપમ આલ્હાદ અર્પતા હતા. સરિતાની બન્ને બાજુએ વૃક્ષોનો હરિત રંગી સમુહ દ્રષ્ટિએ પડતો હતો આ અનુપમ શોભાને અવલોકતાં કિશોરકાન્તના દિવસો પરમ શાંતીમાં જવા લાગ્યા અને ધીમે ધીમે રાજાપુર પાસે આવતું ગયું. જેમ જેમ રાજાપુર સમિપ આવતું ગયું તેમ તેમ કિશોરના મસ્તિકમાં પોતાની કાર્યવાહીના વિચારો ઉદભવવા લાગ્યા, તેણે કોઇ પણ પ્રકારે ગુપ્ત રીતે રાજાપુર જવાનો વિચાર કર્યો. આ કાર્ય માટે તે વહાણના અધ્યક્ષની મુલાકાત લેવા ગયો. નૌકાધિશ આ સમયે પોતાના કાર્ય વ્યવસાયમાં ગુંથાએલો હતો, કિશોરકાન્તને જોતાંજ તેણે તેને પ્રણામ કર્યા અને સહાસ્ય મુદ્રાએ પૂછ્યું "કેમ મહાશય! શું આજ્ઞા છે!"

"મી. ડવીન! મારો વિચાર આ નૌકાને અહીંથી સીધી રાજાપુર ન લઇ જતાં રાજાપુરની પાસે આવેલા લાલમહાલ મુકામે લઇ જવી એવો હોવાથી હું તે સબંધીની આપને વિનંતિ કરવા આવ્યો છું હું અહીં એક ઘણાજ ગુપ્ત કામ માટે આવ્યો છું અને અહીંથી સિધું રાજાપુર જવાથી મારા તે કાર્યને અતિશય નુકસાન થવાનો સંભવ છે!"

"મી. રમેશ !" નૌકાધિશ ડવીન સાહેબે કિશોરકાન્તે 'રમેશ' શબ્દથી સંબોધતા કહેવા માંડયું, કારણ કે તેણે અહીં પોતાનું ખરૂં નામ કોઇને પણ દર્શાવ્યું નહોતું અને 'રમેશ' એ નામથીજ અત્રે તે પોતાનો વ્યવહાર ચલાવતો હતો મી. ડવીન બોલ્યા, "રમેશ ! તમે કહો છો તે વાત ખરી છે પણ આ નૌકા તે સાધારણ પ્રકારની નૌકા નથી પરંતુ નાના સ્વરૂપની એક સ્ટીમરજ છે અને તેના સ્ટેશનો આગળથી નિયત થઇજ ગયા છે, પછી તેમાં તમે કહો છો તેવો ફેરફાર કરી શકાય એમ નથી તે માટે હું ઘણોજ દિલગીર છું."

આ શબ્દો સાંભળી કિશોરે પોતાનું વિઝિટીંગ કાર્ડ બહાર કાઢીને ડવીનથી નહિ વાંચી શકાય એવી રીતે હાથમાં ધર્યું અને તેને ઉદ્દેશીને કહ્યું, "હું તમોને એક ઘણીજ ગુપ્ત વાત કહેવા ઇચ્છું છું, બોલો, તમે એ ઘટનાને સર્વથા ગુપ્ત રાખી શકશો ? પરંતુ જો કદાચ તમારા મુખથી એ વાર્તાનો કોઇ પણ સ્થળે પ્રકાશ થશે તો તેના બદલામાં તમારે કારાવાસની ભયંકર શિક્ષા ભોગવવી પડશે !"

"એવી તે કંઇ ગુપ્ત વાત તમે મને કહેવા માંગો છો ? મી૦ રમેશ ! તમારી વાત જરૂર હું ગુપ્ત રાખી શકીશ, બોલો તમે શું કહેવા ઇચ્છો છો ?"

'ડિવન સાહેબ ! તમે મને રમેશના સાધારણ નામથી ઓળખો છો પણ ભાઇ ! હું રમેશ નથી પણ ડિટેકટીવ પોલિસ કમિશ્નર કિશોરકાન્ત જાતેજ છું અને મારે એક ઘણાજ ભયંકર હત્યાકાંડની તપાસ માટે રાજાપુર જવું છે !"

"કિશોરકાન્ત તમે પોતેજ છો !" આશ્ચર્ય પામતા ડિવન

સાહેબે પ્રશ્ન કર્યો. "હા, હું પોતેજ છું અને તેથી મારી ખાત્રી છે કે જો તમો રાજાપુર ન જતા આ નૌકાને લાલમહાલ મુકામે લઇ જશો તો પણ તમારૂં કાંઇ અનિષ્ટ થવાનું નથી ઉલટું તમારા માલીક મને સ્હાયતા આપ્યા બદલ તમને ધન્યવાદજ આપશે !"

મી૦ ડિવને તરતજ નૌકાનું સુકાન ફેરવ્યું. રાજાપુરની ઉત્તરે ત્રણ માઇલ પર લાલમહાલ નામે એક બંદર હતું. નૌકા ધીમે ધીમે પ્રવાસ કરતી બરાબર ચાર વાગે લાલમહાલ બંદરે આવી પુગી. કિશોરકાન્ત નીચે ઉતર્યો અને આમતેમ કિનારા પરની રમ્ય શોભા અવલોકવા લાગ્યો. બંદર પર માત્ર પાંચ સાત નાના વહાણો ઉભા હતા અને તેમાંથી માલ બહાર કાઢવાને દસ બાર મજુરો કામે લાગ્યા હતા ! કિશોરે ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. લાલમહાલમાં ઘણે ભાગે કોળીઓની વસ્તી હતી અને તેઓનો ધંધો મોટે ભાગે ધાડ અને લુંટફાટનોજ હતો પ્રાચીનકાળમાં જ્યારે યવન સેનાના આક્રમણો થતાં ત્યારે આજ કોળીઓના પુર્વજો શસ્ત્ર સજી નિડરતાથી રણે લડવા જતા, પણ હવે તેવા સંજોગો અવશેષ નહિ રહ્યા હોવાથી તેઓ લુંટ ચોરી વિગેરેનો ધંધો કરતા હતા. કિશોર ત્યાંથી પ્રયાણ કરતો કરતો એક નાનકડા ઝુંપડા પાસે આવીને ઉભો રહ્યો અને તેણે તે ઝુંપડીનું બારણું ઠોક્યું ! અંદરથી જવાબ આવ્યો, "કોણ છે ?"

"નંબર ત્રણસો સાત !" કિશોરે ઉત્તર આપ્યો. તેવુંજ તે ઝુંપડીનું બારણું ખુલી ગયું અને ત્યાંથી એક અનુચર બહાર આવ્યો તેણે કિશોરકાન્તને અંદર લીધો અને પુનઃ ગૃહનું દ્વાર બંધ કરી દીધું ! અંદર અંધકાર પ્રવર્તી ગયો. તે અનુચરે ત્યાંથી એક મોટી

શીલા ખસેડી નાંખી અને કિશોરને તે માર્ગે એક ગુપ્તગૃહ—ભોંયરામાં ઉતારી દીધો! આ ભોંયરામાં મધ્ય ભાગે એક સુંદર ખુરશીપર એક મધ્યમ વયનો પુરૂષ આરામ લેતો પડ્યો હતો! તેને જોતાંજ કિશોરે પ્રણામ કર્યા. કિશોરને જોઇ તે પુરૂષ ઉભો થઇ ગયો અને તેણે તેને આવકાર આપતા કહ્યું, "આવો મી. કિશોર! કેમ કાંઈ આજે અચાનક તારે આવવું પડ્યું! છે કાંઇ નવાજુની?"

"હા મહાશય! મેં એક નવું ભયંકર કાર્ય મારા હાથમા લીધું છે અને તે માટેજ મારે ખાસ તમારી પાસે આવવું પડ્યું છે!"

"હું ધારૂં છું કે તમે ભાલચંદ્ર જાગીરદારનો ખૂન કેસ હાથમાં લીધો હશે અને તેની તપાસને માટે મારી પાસે તમારે આવવું પડ્યું છે!"

"ખરૂં છે મહાશય! આપની અગાધ શકિતની આગળ હું કાંઈપણ છુપાવવા માંગતો નથી આપનું અનુમાન તદન સાચું છે અને હું એજ કાર્ય માટે આપની પાસે આવ્યો છું. ભાલચંદ્ર જાગીરદાર તા. ૧૩મીને ગુરૂવારથી ગુમ થઇ ગયા છે મારૂં માનવું છે કે તેમને શત્રુઓ રાજાપુરથી દૂર ઉઠાવી ગયા છે, આ સંબંધમાં આપ શું ધારો છો!"

"મારી ધારણા પણ એજ છે, તમે ઘણું ભયંકર કામ તમારા હસ્તમાં લીધું છે પરંતુ તેમાં તમોને વિજય જરૂર મળશે! કારણ કે તમારા ભાગ્યમાં યશરેખા છે, તે છતા આ કાર્યમાં તમારે સંભાળ પૂર્વક વર્તવું પડશે કારણ કે તમે અગ્નિમાં હાથ નાંખ્યો છે!"

"માટેજ હું આ બાબતમાં તમારી સલાહ અને સ્હાયતા ઇચ્છું છું!" કિશોરે જવાબ આપ્યો.

"વત્સ કિશોર! અમે લુંટારા મંડળના માણસો છીએ અને તું પોલિસ ઓફિસર છે એટલે આપણે પરસ્પર શત્રુઓ છીએ પરંતુ તે દિવસે તે મને વ્યાઘ્રનો શિકાર થતો બચાવી લીધો હતો તે દિવસથી આપણે બે મિત્ર થયા અને મારા ભુમિગૃહમાં આવવા માટે ગુપ્ત નિશાની તરીકેનો "નંબર ત્રણસો સાત" એ ભેદ પણ મેં તને દર્શાવી આપ્યો! પરંતુ આ મિત્રતાના બદલામાં તારે હાથે મારા સહયોગીઓનો નાશ થાય એ હું ઇચ્છતો નથી. ભાલચંદ્રને જે ભયંકર શિક્ષા થઇ છે તે બરાબર છે અને ઇશ્વરેજ તેને પોતાના કર્મનું પ્રાયશ્ચિત કરવા ભયાવહ યમસદનમાં મોકલી આપ્યો છે. ભાલચંદ્રને હસ્તે એક મોટું પાપ થયું છે અને તેની શિક્ષા તેને મળશેજ, એ છતાં મારૂં તો એજ કામ છે કે મારે તારોજ દેહાંત કરી નાંખવો જોઇએ! પરંતુ તું પણ મારો કૃપાપાત્ર માણસ છે માટે હું તારા કાર્યમાં હરકત નથી નાંખવાનો તેમ તને સ્હાયતા પણ નથી આપવાનો! તારી શરીર શક્તિપર હું તને આ કાર્ય કરવાની સલાહ આપું છું પણ તે સાથે મારી એ પણ ઇચ્છા છે કે સૌથી સારો માર્ગ તો તમે આ કાર્યમાંથી તમારો હાથ કાઢી લો એજ છે, કારણ કે આ કાર્ય શીર સટ્ટાનું છે અને તેમાં પ્રાણ હાની થવાનો ભય રહે છે! તમારા માર્ગમાં ભરપૂર વિપત્તિઓ પડેલી છે, સંકટો તમારા શીરપર મસ્ત બનીને ઉભા છે!"

"પણ આપની આશિષ એ બધી આપત્તિઓનો અંત લાવી નાંખવા સમર્થ છે!"

"નહિ, એટલા બધા વિનયની આવશ્યકતા નથી! તારો વિજય

થશે એની તો મને પણ ખાત્રી છે પણ તે સાથે મારે તને એ માર્ગમાં રહેલા જોખમો પણ દર્શાવવા જોઇએને !"

આ સાંભળી કિશોરે એક શુષ્ક હાસ્ય કર્યું અને તે બોલ્યો, "ત્યારે હું આજ્ઞા ઇચ્છું છું ! મહાશય ! મેં તમારાપર રાખેલી આશાનું ખૂન થાય છે !"

"હા, જાઓ વત્સ ! વિજયી થાઓ ! શું કરૂં. હું નિરૂપાય છું." તે ધુર્ત પુરૂષે ઉત્તર આપ્યો. કિશોરકાન્ત જે માર્ગે અંદર ગયો હતો તેજ માર્ગે પાછો બહાર આવ્યો અને ત્યાંથી આગળ પ્રયાણ કરવા લાગ્યો, કિશોરકાન્તને આ વખતે ઘણીજ નિરાશા વ્યાપી ગઇ હતી તે ધારતો હતો કે આ ધુર્ત મંડળીના સરદાર પાસે પોતે ભાલચંદ્રના સંબંધમાં જોઇતી માહિતી પ્રાપ્ત કરી શકશે અને તે દ્વારા પોતાની અરધી મહેનત ઓછી થઇ જશે પરંતુ તેનું આ અનુમાન સફળ થયું નહિ ! તે તદ્દન નિરાધાર સ્થિતિમાં બહાર નીકળ્યો અને પાછો કિનારાપર આવીને રાજાપુર જવાની નૌકા મળી જાય તેની શોધ કરવા લાગ્યો ! એટલામાં સામેથી એક નૌકા આવતી તેની દ્રષ્ટિએ પડી ! કિશોર ખિન્ન મુદ્રાએ તે નૌકાની સામે જોઇ રહ્યો નૌકાનો વેગ એટલો તો ધીમો હતો કે તે નૌકા ચાલે છે કે ત્યાંજ લંગર નાંખી પડેલી છે એ કાંઇપણ જાણી શકાતું નહોતું. બીજી તરફ કિશોરનું હૃદય પણ ઉદાસ હતું, એટલામાં તે નૌકા કિનારાપર આવી પહોંચી. નૌકા કિનારે આવતાંજ કિશોર તેની પાસે ગયો અને અંદર બેઠેલા નાવિકને પુછવા લાગ્યો, "આ નૌકા પાછી અહીંથી ક્યારે ઉપડશે !

"રાતે સાત વાગે અમારે અહીંથી રાજાપુર જવું છે ! એક નાવીકે ઉત્તર આપ્યો.



# પ્રકરણ:—૫ મું.

## સરિતાને શરણે!





કિશોરકાન્ત સાત વાગ્યાની પ્રતિક્ષા કરતો કિનારા ઉપરને કિનારા ઉપરજ આમથી તેમ આંટા મારતો ફરવા લાગ્યો. સાત વાગ્યા અને પેલી નૌકા પ્રયાણુની તૈયારીઓ કરવા લાગી, બરાબર આઠ વાગે કિશોર-કાન્તને સાથે લઈ તે નૌકા સરિતાના વિશાળ ઉદર પર દોડવા લાગી, જેમ જેમ સમય થતો ગયો તેમ તેમ નૌકા આગળને આગળ માર્ગ કાપતી હતી અને લાલમહાલ પાછળ રહી જતું હતું! કિશોર સરિતાના મનોહર દ્રષ્યને અવલોકતો વહાણુમાં બેઠો બેઠો આનંદ અનુભવી રહ્યો હતો પરંતુ તેનો એ આનંદ અલ્પાવધિમાંજ નષ્ટ થઇ ગયો એક શ્યામ વસ્ત્ર પહેરેલો તરૂણુ યુવાન હાથમાં ખુલ્લી સમશેર લઇ તેની સામે આવીને ઉભો રહ્યો અને ભયંકર ગર્જના કરતો કહેવા લાગ્યો, “નરાધમ કિશોર! ઓ અમારા બિધણુ શત્રુ! તું આજે બરાબર અમારી જાળમાં સપડાયો છે. આટલા દિવસ થયા અમે તારા પ્રાણુનો નાશ કરવાનો સુયોગ શોધતા હતા પરંતુ તેમાં અમોને સફળતા પ્રાપ્ત થતી નહોતી આજે તારૂં મોતજ તને અહીં ખેંચી લાવ્યું છે, તેનો યોગ્ય ઉપયોગ કીધા સિવાય હું રહેવાનો નથી! ચંડાળ શોણિતથી ભરેલા મૃત્યુને ભેટવા માટે તૈયાર થા!

જન્મના વર્ષ દિવસો ને ઘડી પળ જે ગયા તેનો
[illegible] ઉપયોગ તેં અમને સદા સંહારવા કાજે!

દયા દુર દેહથી રાખી દીધા કષ્ટો મને એનો
લઉં બદલો દુદુંભી જો ! ભલા તુજ મોતની વાજે !
ચીરી કાયા નિહાળું એ શરીરમાં દ્વેશ છે કયાં કયા
ન હૈયું ક્રૂર આ મારૂં જગત સંહારતા લાજે !"

આ ક્રુર શબ્દો સાંભળતાજ કિશોર એકદમ વિચારમાં પડી ગયો તે ભયભિત થઇને ઉભો થઇ ગયો અને તે શ્યામ યુવાનને ઉદ્દેશીને બોલ્યો, " મહાશય ! એવા તે કયા ગુન્હાને માટે તમે મને આવો કઠોર દંડ દેવા આવેલ છો વારૂ ! આ દેહ ધારણ કરીને મેં જગતમાં એક પણ એવું પાપી કામ આદર્યું નથી કે જેથી મારે પશ્ચાતાપ કરવો પડે, પછી તમે શા માટે મને સંહારવા ઉપસ્થિત થયા છો !

ધરી આ દેહ ના જગમાં બગાડયું કોઇનું પૃથ્વિ-
પીડા આપી ને સંતાપી ન તાપી લોહ અંગારે !
નિરાશ્રીત અર્ભકો સુખમાં હજી પયની વહે ધારા
ન તેના કંઠ કુમળા મેં હણ્યા કદીએ ન તલવારે !
દુખીને છે દવા આપી દીધાં છે રંકને ભોજન
પછી સંતાપથી કરવી ઘટે કૃપ દેહ આ મારે !"

"કિશોર ! ચંડાળ કિશોર ! તારી આવી મધુર વાણીથી હું કદાપી પણ મારા લક્ષથી ભ્રષ્ઠ થવાનો નથી, યાદ રાખ ! નરાધમ તું પોતાને "શયતાનોનો શત્રુ" કહેવડાવવામાં શ્રેષ્ઠત્વ સમજે છે તો હું "શયતાનોનો શહેનશાહ" કહેવડાવવામાંજ શ્રેષ્ઠતા માનું છું ! અને તેથીજ તને સંહારવા અહીં ઉપસ્થિત થયો છું !"

"એમાં મારો ગુન્હો શું થયો વારૂ ! શું નિરાધાર માણસોને શત્રુઓના હસ્તમાંથી બચાવી લેવા એ આપણું કાર્ય નથી એમ તમે ધારો છો ! ભાઇ ! જગત આ એક પ્રવાસ આશ્રમ છે અને

# (સચિત્ર) ચાકટના અક્કા (સચિત્ર)

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીક:-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

શંકર પ્રેસ-સુરત.] કીંમત આઠ આના.

તેમાં અનેક પથિકો ઉતારો લે છે, તેમને શા માટે આપણે સ્હાયતા નહિ આપવી તે દર્શાવશો !

જગત આ ચાર દિન માટે સૃજ્યો આશ્રમ વિધાતાએ
પથિક સૌ આપણે તેના અને આ દેહ નૌકા છે ?
બતાવો ! ત્યાં અમર એવું જીવન જગમાં મળે કોને
બતાવો ! વજ્રની કાયા પ્રભુજીએ સૃજી ક્યાં છે ?
પરસ્પર આપણે બંધુ ન રાખી દ્વેષ અંતરમાં
પ્રણયથી પાળવા સૌને ! હરિનો વાસ પણ ત્યાં છે !"

માટે ભાઇ ! એ તો બતાવો કે મારો શું ગુન્હો છે !" કિશોરકાન્તે તે શ્યામયુવકના કથનનો ભેદ સમજ્યા છતાં છદ્મભાવથી પ્રશ્ન કર્યો.

"કિશોરકાન્ત ! તું જાણે છે કે હું રાણી લાજવતીની ગુપ્ત મંડળીનો મનુષ્ય છું અને તું પોલિસનો અધિકારી છે પછી તું શું જોઇને મને તારો ગુન્હો પુછે છે ! આજ પર્યન્ત અમારા કાર્યમા તેં કેટલી મુશ્કેલીઓ નાંખી છે તે શું અમે જાણતા નથી ? તારાજ શૌર્યને લીધે અમારે અનેક સ્થળેથી પરાજીત થઇ પાછા ફરવું પડે છે અને અમારી આશા નિરાશાના સ્વરૂપમાં પરિવર્તિત થઇ જાય છે માટે તારો વધ કરી નાંખી અમારૂં શૈલ્ય હંમ્મેશને માટે દૂર કરવાની ઇચ્છાથીજ હું લાજવતી રાણીની આજ્ઞાથી અહીં ઉપસ્થિત થયો છું ! ચાલ ! તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી મરણાધિન થવા તારી ગરદન ઝૂકાવી દે !

"મહાશય ! ત્યારે આ નૌકા તે શું લાજવતી રાણીની નૌકા છે !" કિશોરે પુછ્યું.

"હા, કિશોર! તું સમજે છે કે ડિટેકટીવ પોલિસમાં હુંજ એક સર્વ શ્રેષ્ઠ માનવી છું પરંતુ તે તારો સર્વથા દોષ છે. હું પણ તારા જેવોજ દૃઢ પ્રતિજ્ઞા શયતાનોનો શહેનશાહ છું અને તારી પાછળ પાછળજ ભમતો ફરૂં છું. તેં જ્યારે રાજાપુર જવાને માટે ટીકીટ ખરીદ કરી ત્યારે પણ હું તારી સાથે હતો. અને લાલ મહાલમાં તું ઉતરી પડયો ત્યા પણ હું તારી સાથેજ ઉતર્યો હતો, તને છળ ભેદથી મારા હાથમા લઇ આવવાને માટે મેંજ આ નૌકા મંગાવી હતી અને તેમાં મારી ધારણા પ્રમાણે તું બરાબર ફસાયો છે યાદ રાખ! હવે હું તને કદાપી પણ છોડવાનો નથી. તારો પ્રાણ નીકળી જઇ તારૂં શીર જ્યારે મારા હાથમાં આવશે અને તે હું લાજવતીને લઇ જઇને આપીશ ત્યારેજ મારા હૃદયમા શાંતી થશે!"

"ત્યારે તે પૂર્વે મારી એક વિનંતીનો તુ સ્વિકાર કરશે!"

"હા, જો તારી વિનંતીથી મારા કાર્યમાં કોઇ પણ પ્રકારનું વિધ્ન નહિ આવશે એમ લાગશે તો હું જરૂર તારી માંગણીનો સ્વીકાર કરીશ. બોલ! તારી શી ઇચ્છા છે! જલ્દી બોલ!"

"એકવાર મારા મરણ પૂર્વે તુ મને રાણી લાજવતીની પાસેજ લઇ જા! હું લાજવતીને પણ આ ભિષણ હત્યા કાંડમાંથી દૂર થઇ જવાને માટે પાર્થના કરીશ અને જો તે નહિજ માનશે તો પછી તેના 'હઠયજ્ઞ'માં સ્વહસ્તેજ હું મારા દેહનું બલિદાન આપીશ! ચાલ, મારી એટલી અભિલાષા પૂર્ણ કર!"

"નહિ કિશોર, તારી આવી વિલક્ષણ માંગણી મારાથી કદાપી પણ સિદ્ધિ કરી શકાય એમ છેજ નહિ, પરંતુ જો તુ એક વાત

કરવાને મારી સાથે પ્રતિજ્ઞા બદ્ધ થતો હોય તો હું તારી એ અભિલાષાને પૂર્ણ કરૂં!"

"એ શી વાત છે તે તો મારે પહેલા જાણવું જોઇએને!"

"હા, તે વાત કાંઇ ઘણી ભયંકર નથી. તું સરકારી ઓફિસર પદનો ત્યાગ કરી અમારા દસ્યુ મંડળનો સહાયક થા! જો તું અમારી ટોળીમાં આવવાની પ્રતિજ્ઞા કરતો હોય તો હું તારો લાજવતી સાથે ખુશીથી મેળાપ કરાવી આપું! બોલ શી ઇચ્છા છે!"

"હા, જો મારા અદ્યાપિ પર્યન્તના ગુનાહની માફી મળે એમ હોય તો હું તેમ કરવા પણ તૈયાર છું અને તમારી આગળ પ્રતિજ્ઞા કરૂં છું!"

"નહિ, નહિ શયતાન! તારા ઉપર દયા કરવી સર્વથા મિથ્યાજ છે!" એવો કર્ણ કઠોર ઉત્તર આપી તે શ્યામ યુવાને હાથમાં પિસ્તોલ લીધી અને કિશોર સામે તાંકીને તેને કહ્યું, "ચાલ સંસાર પ્રવાસ પૂર્ણ કરવાની તૈયારી કર!"

"કિશોર આ આવાહનથી ઉત્તેજીત થઇ ગયો અને તરતજ નૌકામાંથી બહાર કુદી પડયો. જલ્લાદના હસ્તમાંથી જીંદગી બચેલી જાણી કિશોર ઘણા આનંદમાં આવી ગયો અને જોરથી તરવાને માટે પ્રયત્ન કરવા લાગ્યો પરંતુ તેનો આ મનોભાવ સફળ થયો નહિ! વહાણની આઠ દિશાએ શત્રુના માણસો પહેલાથીજ જલમાં છુપાઈ જઇ વહાણની સાથેજ તરતા તરતા પોતાનો પ્રવાસ કરતા હતા! ત્યાંથી પિસ્તોલની એક ગોળી છૂટી અને તે સનનનન અવાજો કરતી કિશોરના કંઠમાં પેસી ગઈ!



# પ્રકરણ:—૬—ઠું.

## લાલ કેદી!



સ્વ આકાશમાં ભગવાન સુર્યનારાયણ પોતાના કોમલ કરકિરણોને પસારતા હતા, મદમંદ લહરો વડે વિશ્વ આચ્છાદિત થઇ રહેલું હતું અને પૃથ્વિએ નવસ્વરૂપ ધારણ કરેલું હતું!

આ રમ્ય અને આનંદદાયક સમયે લાલમહાલની દક્ષિણે ઘણે દૂર આવેલા એક ભિષણ અરણ્ય તરફ ત્રણ મોટરો પુર્ણ વેગથી દોડી રહી હતી! થોડેક દૂર ગયા પછી એજ માર્ગ પર એ વન પ્રદેશમા રાતા આરસની એક સુંદર મસજીદ આવતી હતી. એ મસજીદની પાસે ઉપરોક્ત ત્રણે મોટરો અટકી ગઇ, તેમાંથી બે રાક્ષસી દેહના પુરૂષો બહાર આવ્યા અને તેમણે મસજીદની દ્વાર પર મૂકેલી એક ગુપ્ત કળ દબાવી, તેજ સાથે તે મસજીદનું પૂર્વ દ્વાર-આગલું બારણું ભૂમિમાં ઉતરી ગયું અને ત્યાંથી ભોંયરામાં જવાનો વિશાળ માર્ગ દેખાવા લાગ્યો. એજ માર્ગે તે ત્રણે મોટરો ભોંયરામા પ્રયાણ કરી ગઇ. પાઠક! બાળચંદ્ર જાગીરદારને ત્યાં ધાડ પાડી જે દ્રવ્ય સરસ્વતીપ્રસાદની આગેવાની હેઠળ લઇ આવવામાં આવ્યું હતું! તે સઘળું આજ મોટરોમાં હતું અને આજ મોટારમાં બેસી સરસ્વતીપ્રસાદ વિગેરે લલિત ભુવનમાં લુંટ ચલાવવાને ગયા હતા, ભોંયરામાં

ગયા પછી સરસ્વતીપ્રસાદે એક ઓરડાના બારણા પર બે ચાર ટકોરા માર્યા તેવાજ તે બારણાના કમાડ ખુલી ગયા અને એક તરૂણ સ્ત્રી બહાર આવીને ઉભી રહી! તેને નિહાળી સરસ્વતીપ્રસાદે પ્રણામ કર્યા અને તેને કહ્યું, "તમારી કૃપાથી હું મારા કાર્યમાં ફતેહમંદ થયો છું. હવે આજ્ઞા આપો મારી સાથેના આ દુષ્ટ બંદીવાનની અને લુંટના ધનની શી વ્યવસ્થા કરવી છે?

"સરસ્વતીપ્રસાદ! એ બદમાસ બંદિવાનને મારી ઓરડીમાં લઇ જાઓ! તેના આ વસ્ત્રો ઉતારીલો અને આપણા બીજા બંદિવાનોને અપાતા લાલ વસ્ત્રો તેને પહેરાવી, હાથ પગમા ભયંકર બેડી નાંખી તેને તેના પાપની બરાબર શિક્ષા આપોઃ—

ન દર્શાવો, દયા ક્રુરતા હૃદયથી પ્રેમ રગદોળી;
સતત શિક્ષા વડે આજે બરાબર વાળજો બદલો!
જીવનમાં પુણ્ય સત્કર્મો ન જેણે લેશ પણ જાણ્યા,
પીડા તેને પુરી દેતા ગુન્હો તેમાં ગણાએ શો!
અધમને મારતા ઇશ્વર ખચીત ગુસ્સે નથી થાતો,
ઘડે જલ્લાદની સાથે કદાપી પ્રેમની વાતો?"

અને મને જે મોટારમાં દ્રવ્ય ભરેલું હોય તે મોટરો બતાવો' દ્રવ્યની સઘળી વ્યવસ્થા હું મારે હસ્તેજ કરીશ" તે રમણીએ–લાજવતીએ ઉત્તર આપ્યો.

"પહેલી મોટારમા સોનાની પાટ છે બીજી દ્રવ્યથી ભરપુર છે અને ત્રીજીમાં આપણો બંદિવાન યુકત છે આપ આગલી બે મોટર લઇ જાઓ!" સરસ્વતીપ્રસાદ બોલ્યો.

લાજવતીએ આગલી બે મોટારોને પોતાની પાછળ આવવાની સૂચના આપી અને તેણે ત્યાંથી બેજ ભોંયરામાં અરધાએક માઇલને

અંતરે આવેલા ધનાગાર–દ્રવ્ય મૂકવાના ઓરડા તરફ પ્રસ્થાન કર્યું. મોટરો પણ ધીમે ધીમે ચાલવા લાગી, લાજવતીએ બધું દ્રવ્ય ત્યાં યથાસ્થિત મૂકાવી દીધું અને પછી સ્વહસ્તેજ તેણે ઓરડાના દ્વાર પર તાળા લગાવી દઇ કુંચી પોતાની સાથે લઇ પ્રયાણ કર્યું. લાજવતી ત્યાંથી આવીને એ ભુમિ ગૃહના એક વિશાળ ઓરડામાં ઉપસ્થિત થઇ. આ ઓરડો એટલો તો વિશાળ હતો કે કોઇ મોટા જમીંદારના કિંવા નાના ઠાકોરોના દરબાર ગૃહ જેવી તેની પ્રભુતા દેખાતી હતી! લાજવતીએ ત્યાં બેઠા પછી પોતાના શીર પરનું એક બટન દબાવ્યું તેરોજ ત્યાં સરસ્વતી પ્રસાદ હાજર થયો! અને બોલ્યો, "શું આજ્ઞા છે?"

"મોટર મારફતે આણેલા એ રાજાપુરના દુષ્ટ બંદિવાનને અહીં હાજર કરો!", લાજવતીએ આજ્ઞા આપી. સરસ્વતી પ્રસાદે તરતજ કેદીના લાલ વસ્ત્રોમાં તે કૈદીને આણીને ત્યાં હાજર કર્યો. લાજવતીને ત્યાં બેઠેલી પોતાના નયનો વડે નિહાળતાજ લાલ કેદી આશ્ચર્યમાં પડી ગયો અને તેના શરીરમાં ભયંકર કંપ પેસી ગયો, તો પણ તેણે ધૈર્ય છોડયું નહિ. શોકથી તે લાલ કેદી બોલ્યો "ઓહ! આ હું શું ભિષણ દૃષ્ય જોઉં છું! એકવાર મેં ક્ષૂધાથી પિડાતી જે સ્ત્રીની રક્ષા કરી હતી, જેને વાઘ વરૂનો ગ્રાસ થતી બચાવી હતી અને જેની ઘૂલાશાયી થતી આશાઓનો મેં ઉદ્ધાર કર્યો હતો તેજ રમણીની સામે હું આજે કારાવાસી બની ઉભો છું! હું નહોતો ધારતો કે એક સ્ત્રી મારા ઉપકારનો આ પ્રમાણે વિલક્ષણ બદલો લેશે! શોક! મહાશોક! જગતમાં ધર્મ કયાં છે!

દીધું પય, દેહ ઔષધને, વળી ખોરાકથી પાળી,
છતા પણ સર્વ ઉપકારો, વિસારી દંશ આપે છે.

લીધું વિષ પ્રેમથી હસ્તે, પરમ સંતોષથી ખાધું.
તથાપિ ઝેર કાયાને, વિદારી વંશ કાપે છે.
અધમ તુજ દેહ શુ તેવી, ભુલી ઉપકાર સૌ મારા,
કુટિલ તારા કુકર્મોના, વિચારી, અંશ માપે છે."

"લાલ કેદી ! કમ બખ્ત લાલ કેદી ! જગતમાં ધર્મ છે કે નહિ તે તમારા આત્માને પુછો. એ! જુલમગાર જયચંદ્ર ! મારી સંમ્પતિ નષ્ટ ભ્રષ્ટ કરતી વખતે ધર્મનું સ્મરણ નહોતું થયું, મારી વૃદ્ધા માતાને જલાગારમાં ડુબાડી ડુબાડી મારી નાખતાં ધર્મની યાદ નહોતી પડી ! મારા પિતાનો કોમળ કંઠ કાપી નાંખતા જગતનું સ્મરણ નહોતું થયું અને મારા કંઠ પર તલ્વાર ફેરવવા નીકળતી વખતે પણ જયચંદ્રને પ્રભુનું ભાન નહોતું થયું. પછી આજે નાહક પ્રભુના નામને કલંકિત કરવાનું ઢોંગ શા માટે !

"પ્રભુ એ શબ્દ ઉચ્ચારી અધમ તારી ભુંડી ! કાયા !–
વડે કિરતારને કરતો કલંકિત આજ શા માટે !
ભરેલો ભવ્ય સાગર છે ખરેખર પાપથી પુરો,
પછી નીર ખાળવા તેનું બતાવો પાજ શા માટે !
ડરી ના જુલ્મ આદરતા પ્રથમ આ દેહ જે જનની,
હવે તેને પ્રભુ કેરી નકામી લાજ શા માટે !
ઠર્યું છે એજ ભાવી દેહ આ નર્કે જવાની ત્યાં,
થયા દુષ્કર્મ જે તેનો પછી અંદાજ શા માટે !
ઘડી ભર વિશ્વમાં વસ્તી; ઉભો યમ દેહ પર; તેને,
જીવન જગ સંમ્પતિ ધનને જગતનું તાજ શા માટે !
ઘટે તુજ દેહને શિક્ષા બરાબર આપવી આજે,
હવે ચિંતા વડે કાયા કરે તારાજ શા માટે !

જયચંદ્ર! જો જો તુ જેને 'પિશાચ પ્રતિમા' કહી ધિક્કારે છે તે તારી સ્વામિણી તારા શેઠ ધનનંદનની પુત્રી લાજવતી તારા ક્રુર કર્મોનો બદલો લેવા તારી સામે ઉભી છે અને તેને આશા છે કે શયતાન જયચંદ્રનો ગુન્હો જોતાં તેના આ પાપ કર્મોની પ્રભુ પણ ક્ષમા આપશે,

"છરી જલ્લાદના કંઠે ધરી શું પાપ છે તેમાં
ક્ષમા એ દોષની દેશે પ્રભુ દિલ એજ છે આશા!
ચીરી શયતાન; સૃષ્ટિને, અધર્મોથી ઉગારી લે
જગતને રક્ષવું એવી હરિને હોય અભિલાષા!
ન પાપો, નર્કની શિક્ષા મળે, દુષ્કર્મને દહતા,
રહી જેના જીવન માંહે સદાએ પાપની ભાષા!"

"કમબખ્ત! યાદ રાખ! જેમ મારી માલ મિલ્કતની ધૂળધાણી કરી તેં તેને નષ્ટ ભ્રષ્ટ બનાવી દીધી છે; તેમ તારા પ્રાણુને પણ હું એજ રીતે વિદારી-સંહારી નાંખીશ.

હજારો દેહના ટુકડા કરી તેની ઉજાણીથી
શ્રૃગાલો સર્વ સૃષ્ટિના પરમ સંતોષ અનુભવશે!
થતા દિલ વેદના તેથી તડપતા હાથ પગ તારા!
નિહાળી નેત્રથી ઉર આ પરમ સંતોષ અનુભવશે!
મરણુ કાળે પીવા પાણી કદી તુજ દેહ ઇચ્છે તો
ભરાવી ધૂળ ત્યાં કાયા પરમ સંતોષ અનુભવશે!"

"માટે હવે જીવનની આશાનો પરિત્યાગ કર! મોતનું શરણુ લેવા સાવધ થા અને પાપના પ્રાયશ્ચિતનો પ્રારંભ કર!" લાજવતી સંતાપથી બોલી.

"એટલે તમે આ શું કહો છો, તમે જ્યારે રાજાપુરના સીમાંત પ્રદેશમાં ભુખથી વ્યાકુલ થઇ પડેલા હતા ત્યારે તમારી દયા આવવાથી તો હું તમને મારા નોકર સાથે મારેગૃહે લઇ ગયો હતો અને તમને ઔષધ તથા ખોરાક આપી સંતુષ્ટ કરી ચાર દિવસ મારેગૃહે વિશ્રામ આપ્યો હતો, શું એ મારો દોષ હતો.

"ભુખ્યાને આપવા ભોજન દુઃખીના કાપવા બંધન,
નિરાશ્રીતના બચાવ્યા તન તમે તેને ગુન્હો કહેશો!
તમારા હાલને જોઇ દયા હિંમત બધી ખોઇ,
તમારા અશ્રુઓ લોહી દીધા તેમાં ગુન્હો છે શો!
ન કાપો આમ્ર ફળ દેતા મધુરાં વૃક્ષને શસ્ત્રે,
શરીરને શાંત કરવા ત્યાં સદા છાયાં તળે બેસો!"

"જયચંદ્ર! ગભરાટથી તારા ગાત્રો શિથીલ થઇ ગયા છે અને મોત તારી સામે આવીને ઉભું છે તેથી તારો આત્મા મારા શબ્દો સાંભળી શકતો નથી. ઓ દુષ્ટ! તું જેમ અમારો ગુલામ આજે રાજાપુરનો વેશધારી જાગીરદાર બની બેઠો છે તેમ હું તારી ગૃહ સમ્પતિ તપાસવા ભિક્ષુકાને વેશે રાજાપુરના સીમાંત પ્રદેશમાં જાણી જોઇને નિરાધારીણીના રૂપમાં ઢોંગ કરી પડેલી હતી! તારે ત્યાં આવીને રહેવાનો મારો ઉદ્દેશ તારૂં ગૃહ જોવાનોજ હતો અને તે અંતે મેં પાર પાડયો, તારા ગૃહની બરાબર તપાસ કરી, તેને ત્રીજેજ દહાડે અમે લલિત ભવનમાં લુંટ ચલાવી! ઓ શયતાન! તું જેમ રાજાપુરનો જાગીરદાર નથી પણ જુલ્મી જયચંદ્ર છે, તેમ હું નીરાધાર ભિક્ષુકા નથી પણ ધનનંદન-તારા સ્વામી ધનનંદનની પુત્રી તારૂં વેર પુરૂં લેવાને બનેલી યક્ષિણી, પિશાચ પ્રતિમા રાણી લાજવતી દેવી છું!"

"રાણી લાજવતી દેવી!" એ નામ સાંભળતાંજ તે લાલ કેદી જયચંદ્રના ગાત્ર ઢીલા થઇ ગયા અને તેનું હૈયું શોકાર્ત બની ગયું તે બોલ્યો, "આ હું શું જોઉં છું! રાજા ધનનંદનની પુત્રી લાજ આજ પિશાચ પ્રતિમાના ભિષણ સ્વરૂપમાંઃ--

હઝારોને જીવન દેતી દયાના કુંભ મય દેવી,
સુકોમળ લાજ શું આજે કરે છે પાપના કામો!
નજાણે ઝેરના કેવા મળે ફળ પાપની શીક્ષા,
નજાણે લાજ શું દુષ્ટાઇના છે દુષ્ટ અંજામો!
શું ગઇ પલટાઇ તુજ વૃત્તિ ધર્યા હથિયાર તેં હાથે,
ગયું કયાં સુત્ર ઘા સામે ન કરવો ઘા ફરી સામો!

"શા માટે નહિ જયચંદ્ર! એક તુચ્છ અને નિર્ધન સેવક પોતાના ભાગ્યની પ્રબળતાથી રાજાપુર જેવા સુવિશાળ શહેરનો સ્વામી જાગીરદાર બની જઇ શકે છે તો પછી ધર્મનંદનની કન્યા પોતાના પુરાતન શત્રુનું વેર વાળવાને માટે પિશાચીની પણ બની શકે એમાં તમોને આશ્ચર્ય પામવા જેવું શું લાગે છે?

"પણ લાજવતી! માત્ર મારા વૈરને ખાતર તારે આ ભયંકર વેશ ધારણ કરવો પડે એ પણ આશ્ચર્યનીજ વાત છે. સ્ત્રીઓના કોમળ હૈયામાં પણ વજ્રની ગુપ્ત રેખાઓ વિદ્યમાન છે એની મને સંપૂર્ણ પ્રતિતિ થાય છે અને તેના શોકથીજ મારી કાયા પીડાય છેઃ--

"સ્ત્રીઓ સૃષ્ટિ તણા આનંદ ને આરામની નૌકા,
ભૂલી શું ધર્મ પોતાનો બને છે ઘોર હત્યારી!
કુમુદ વિસરી વિભાકરને કદી સંસાર અરણવમાં,

નિશાના ઘોર તિમિરેથી બતાવો ! બાંધશે યારી !
કળાઓના કળા કિરતારની કેવી કઠણ, કૃપ છે,
ફરકના પુષ્પ પાષાણે ? પ્રભુની એજ બલિહારી !

"મહાશય ! એમાં તમારે ચિંતા રાખવાનું કાંઈ પણ કારણ નથી કેમકે જેવી હું પિશાચીની છું તેવાજ તમે પણ પિશાચજ છો ! બતાવો વારૂ તમે પિશાચ ન હો તો પછી જયચંદ્ર જેવા નીચ પંક્તિના ગુલામમાંથી રાજાપુરના ભાલચંદ્ર જાગીરદાર શી રીત બની શકો ! સુવિશાલ મહાલયમાં નરપતિ જેવી સત્તા શી રીતે ભોગવી શકો ! અને હજારો માણસોને સલામો શી રીતે કરાવી શકો !"

"સરલ હૃદયા સુંદરી !" લાલ કેદીએ પોતાની શઠ વિદ્યાનો પ્રારંભ કર્યો, 'તારી વાત ખરેખર મને ઘણીજ ભયંકર લાગતી નથી, કારણ કે મારે હાથે મેં તારો કશો પણ ગુન્હો કર્યો નથી પરંતુ કેટલેક અંશે મે તારા પર ઉપકારજ કર્યો છે તો પછી શા માટે મારા એ ઉપકારનું વિસ્મરણ કરી તું મને આવો કઠોર દંડ દેવા ઇચ્છે છે ?

કર્યો ઉપકાર તરછોડી હૃદયથી સ્નેહને છોડી,
શરીરની દિવ્ય એ હોડી ન નાંખો દૂશને દરીએ !
જગત બે ચાર પળ માટે રમત, જે લેખ લલ્લાટે,
ટળેના વ્યર્થ ઉચ્ચાટે નકામો ક્લેશના કરીએ !
પ્રભુના બાલ માનવ છે પરસ્પર સ્હાયતા તેને,
ઘટે દેવી હરિનોએ રૂડો સંદેશ અનુસરીએ !

"ઓહ કમબખ્ત બેરમ શયતાન ચુપ થા ! શું તે મારો કશોજ ગુન્હો કર્યો નથી ? હઠ વાદી હેવાન ! તો પછી બતાવ કે મારા પિતાના સર્વસ્વનું સત્યાનાશ કોણે વાળ્યું ? મારી માતાને શાનને

મોતે સંસારમાંથી કોણે વિદાય કરી અને મારા વૃદ્ધ પિતાના પ્રાણ કોણે લીધા! અરે સ્વતઃ મને પણ સંહારવા લાખ લાખ યત્નો કયા જલ્લાદે કર્યા! નિચાતિનિચ નરાધમ નરહત્યારા નર પિશાચ! જે દિવસે તે મારી માતાને જલાગારમાં ડુબાડી મારી નાંખી તેજ દિવસે મેં પ્રતિજ્ઞા લીધી કે હું જ્યારે મારી માતાનો અંત લાવનાર દુરાત્માના પ્રાણને વિદારી નાંખીશ ત્યારેજ મારા હૃદયમાં પરમ શાંતી થશે! જયચંદ્ર! જો મેં આવી ભિષણ અને ભયંકર પ્રતિજ્ઞા નહિ કરી હોત તો મેં તારા જેવા એક શયતાનનો સર્વનાશ કરવાને કદાપી પણ હસ્ત નહિ ઉપાડયો હોત! પણ મેં એક મારી માતાનો સંદેશ પાળવા માત્ર સંન્યાસ લીધો છે! પાપી! તે તો મને આ સંસારમાં અનાથીની, અને નિરાધારીણી કરી નાંખી હતી પણ તેથી કાંઈ મારો ઇશ્વર મારી સાથે ગુસ્સે થયો નહોતો! તેણે મારી રક્ષા કરી અને મને બચાવી લીધી! પાપાત્મા! એજ હું તારા સ્વામીની પુત્રી તારી સામે યમસ્વરૂપમાં ઉભી છું! તે ભયંકર છલ પ્રપંચથી મારો સર્વ નાશ કર્યો છે અને તે છતાં તું જગતના ન્યાયાલયોમાં ન્યાયી ઠર્યો છે પણ મારી સમશેર આજ તારા ગુન્હાને માપી તને ન્યાય આપશે.

હઝારો જે ગુન્હા તારા થયા તુજ હાથથી સઘળા,  
તને સમશેર તે માટે બરાબર આપશે શિક્ષા!  
હૃદય આ વજ્રનું મુજ છે દયાના ત્યાં પછી વ્હેશે,  
તને હૈયું હવે દેશે બરાબર મોતની દિક્ષા!  
થઇ ભિક્ષુક ઉભો દ્વારે પુકારે તું હવે તો એ,  
જીગર જહનમ તણી તુજને બરાબર આપશે ભિક્ષા!”

શયતાન ! જ્યાં ન્યાય કર્તાઓનો ન્યાય નિર્બળ થાય છે, અને કાયદાની કલમોના દુરૂપયોગથી દોષીત દંભીઓ છુટી જાય છે તેને આ પિશાચ પ્રતિમાને હાથેજ બરાબર શિક્ષા થાય છે. એજ પિશાચ પ્રતિમા આજે તારી આગળ ઉભી છે, અને તને પુકારી-પુકારીને કહે છે કે:—

અરે શયતાન ! દુષ્કર્મો કરી થાકયો; હવે જલદી,
મરણને ભેટવા માટે નરાધમ તું ઉભો થઇ જા !
અને જલ્લાદીઓ જે જે હશે અવની વિષે તેને,
ન કરશો પાપ સંદેશો ભલા ! મરતા હજી કહી જા !
હવેના છે ઉપાયો પાપથી નૌકા ભરી ડુબશે,
જગત સભારશે એવી કશી કરણી હજી કઇ જા !
કરી લે દુષ્ટ ! સંતાપો અને પ્રાયશ્ચિતે પાપો,
પ્રજાળી શોક ગંગામાં જીવન છોડી હવે વહી જા !
સીતમ રાજી થઇ આજે, સહન સઘળાં કરો શરીરે,
થશે સંકષ્ટથી શુદ્ધિ શીરે દુઃખ એ બધા સહીજા !
અને એથી કરીને; ભષ્મ પાપોને મુકી અત્રે,
દુરીત તારા બધાં જોયા; કુકર્મો એ ભલા દહી જા !
તજી હૈયા થકી ઇર્ષા, કરીને પાપની રક્ષા,
ખુશીથી સ્વર્ગને પંથે ભલાઇથી ભલા રહી જા !

જયચંદ્ર ! સંસારને તે બાળચંદ્ર જાગીરદારના નામથી ઠગીઠગી જેટલી સંમ્પતિ ભેગી કરી છે અને કિર્તિ મેળવી છે તે સઘળું આજે ધૂળમાં મળી ગયું છે. આખી દૂનીયા એમજ ધારે છે કે તુંજ ઘોપલબાબુની સઘળી સંમ્પતિ લઇ નાસી ગયો છે અને તે દ્વારા તારી આબરૂ આજે તો ભૂમિના ગર્ભમાં લપાઇ ગઇ છે !"

"દેવી લાજવતી! મને એક નિરપરાધીને આટલો દુખી કરવો અને મારી કિર્તીનો આવી રીતે વિનાશ કરી દેવો એ સાધારણ દુષ્ટોના પણ કર્મો નથી, આભિષણ કામો શયતાનના છે, પિશાચના છે જલ્લાદના છે. આવા અત્યાચારો તમને શોભાસ્પદ નથી! એથી તમારી પ્રતિભાનો પણ સંસારમાં નાશજ થશે!"

"જયચન્દ્ર! મારી કિર્તિની પરવા તમારે રાખવાનું કાંઇ કારણ નથી કેમકે મારી કિર્તિ કેમ જળવાઇ રહે તેની મને બરાબર માહિતી છે આજે આખું બંગાળા મારા નામ માત્રથી કંપે છે; હું મારા મહાલયમાં બેઠી બેઠી મારા ષડયંત્રમા બંગાળાને બંદિવાન બનાવી રહી છું, આ બાલ વૃદ્ધ સઘળાંજ 'લાજ' એ શબ્દ સાંભળતાં પોતાની દેહને અગ્નિનો સ્પર્ષ થવાનો હોય એમ ભયભિત બની જાય છે છતાં તેઓ પણ મારી કિર્તીની પ્રસંશા કરતા કહે છે કે લાજ એ એક આદર્ષ વિરાગના છે તેણે માતા પિતાનું વૈર લેવાનેજ પોતાના જીવનનો ભોગ આપ્યો છે અને બદમાસોની અધિકારીણી થઇ છે તો પણ તેણે કિંવા તેના માણસોએ એક પણ સ્ત્રી અથવા બાલકને હાથ લગાડ્યો નથી એ શું મારી અપકિર્તિ છે? મારો તો પહેલાથી એજ દૃઢ નિશ્ચય છે કેઃ—

અધમનો પ્રાણ લેવાને અધમ થઇ આપણે પ્હેલાં
જુલમ જલ્લાદનો હણવો. નિતિ છે એજ દુનિયાની,
સદા શયતાનની સાથે બની શયતાન પાખંડી
અધર્મજ એ નહિ ગણવો રિતિ છે એજ દુનીયાની
ચહે તેને ચહી જીવથી પ્રણયમાં પ્રાણ દેવા એ
અનાદિ કાળથી ભાળો! પ્રિતિ છે એજ દુનિયાની!"

"લાજવતી ! લાજવતી તમે તમારા ઘોર કર્મોથી મારી કિર્તિને જે ભયંકર કલંક લગાડયો છે, એથીજ તમારૂં વૈર તો પૂર્ણ થઇ ગયું છે અને હું જગતમાંથી આજે તિરસ્કૃત થઇ ગયો છું માટે કૃપા કરીને હવે તો મારી દુઃખદયાતનાઓનો અહીંથીજ અંત આણો અને મને જીવતો જવા દો ! મારા પર એકવાર દયા કરો ! તમારા પાપકર્મ પર એકવાર તો વિચાર કરો !

જગતમાં આ જીવન આવ્યું, ન તે ચિરકાલ ટકનારૂં,
જવાની દેહ આ દુનિયા, તજી કિરતારની પાસે !
ન કરશો કર્મ એવાં કે, પ્રભુ નિજ બાલના કૃત્યો,
જગત સંહારનારા છે, ન એવું જાણતા ત્રાસે !
જુઓ દુનીયા ઝુકી છે, પાપમાં નીજ હાથ રગદોળી,
કરે છે કૃત્ય નિજ કાય, અમર છે એજ અભિલાષે !"

જયચંદ્ર ! દયા ! આટલા પાપો પછી તું આજે મને દયાનો ઉપદેશ આપે છે પણ વિચાર કર શયતાન ! મારા વૃદ્ધ માતા પિતાનો સંહાર કરતા તે જરા પણ દયા દર્શાવી હતી ખરી કે ! તારા દુષ્ટ મિત્રોએ અમારો સર્વ નાશ કરતા જગતમાં પ્રભુ છે એનો વિચાર પણ કર્યો હતો કે ? પાપી ! અમે તારા પરજ વિશ્વાસ રાખી અમારી જમીંદારીનો સર્વ ભાર તારાજ હાથમાં સોંપી દીધો હતો તેનો તેં કેવો બદલો આપ્યો ! મારા માતા પિતાનો વિનાશ કરી નાંખી મને માર્ગની ભિક્ષુકા બનાવી દીધી ! અને પાછા શાહ થઇને અમનેજ સંતાપવાનો યત્ન કર્યો, એ શું તમારો ઘોર અપરાધ નથી ! નરાધમ ! મારી નસે નસમાં આજે વૈર વૈર અને વૈરનીજ લાગણી ગાજી રહી છે, રૂધીરનું બુંદ બુંદ વૈર વૈર અને વૈર પુકારી

રહ્યું છે અને શ્વાસે પ્રતિશ્વાસે વૈરીઓને બાળવાની અગ્નિ જ્વાળાઓ નીકળે છે ત્યા દયાની આશા રાખવી વ્યર્થ છે!

કદી પાષાણુની કાયા, કરીલ્યો નષ્ટ તલવારે
છતાં એ શુષ્ક હૈયાથી દયા શું દેખવા મળશે!
સરિતાના મિઠા જળ જે, સદા સિંધુ ભણી વ્હેતા,
સલિલ સાગર તણા કદીએ કહો નદિમાં ફરી વળશે!
સુકોમળ જામમાં વિષને ભર્યું તેથી કદાપી શું,
ઝહર પલટાઇને ત્યાંથી, સુધા બિંદુ કદી ગળશે!

ઓ પાપી! યાદ રાખ આ તારા શરીરના ટુકડે ટુકડા કરી તેનો વન પશુઓને ભોગ આપી દઇશ. કિંવા તને લાતો લાતો વડે છુંદાવી તારો પ્રાણ લઇશ ત્યારેજ મારા ઉરમાં શાંતી થશે પણ તે પહેલાં મારા કારાગૃહમાં તને મૃત્યુ કરતા પણ વધારે યાતનાઓ ભોગવવી પડશે અને તેજ ઘડીએ મારી પ્રતિજ્ઞા પણ પૂર્ણ થશે.

પિડા તુજ દેહની જોઇ, હૃદય આ દગ્ધ છે તેને,
થશે આનંદને ત્યારે, અમર આરામ પણ મળશે!
રહી છે વેદના દિલમાં, તમારા પ્રાણને હરવા,
નિધન તારૂ થતા વર્ષા, સુધા કેરી જરૂર ગળશે!
પ્રતિજ્ઞાની થશે પુર્તિ, હૃદયમાં વ્યાપશે સ્ફુર્તિ,
અને તુજ નાશ ચહાનારી, અમારી ધારણા ફળશે!

"જાઓ! આ નરાધમને દૂર લઇ જાઓ!" લાજવતીએ પોતાના અનુચરોને આજ્ઞા કરી.



# પ્રકરણ:–૭ મું.

## કિશોર અને કેશવદત્ત !



શત્રુઓના વહાણમાંથી કિશોરકાન્ત શી રીતે મૂક્ત થયો હતો તે અમારા પાઠકો પાચમા પ્રકરણમા સારી રીતે અવલોકી આવ્યા છે, પરંતુ વહાણુમાંથી મૂક્તિ થયા પશ્ચાત કિશોર ઉલટો વધારે સંકટમાં આવી પડયો હતો, તેના કંઠમાં શત્રુઓની એક ગોળી ઘણી આબાદ રીતે વાગી અને તેથી તેમાંથી પુષ્કળ લોહી વહી જવા લાગ્યું, આ પ્રમાણે શરીરમાંથી ઘણું શોણિત વહી જવાને લીધે તે બેભાન બની ગયો અને તેના શરીરની શુદ્ધિ નષ્ટ-ભ્રષ્ટ થઇ ગઇ ! એટલામા બદમાસોના વહાણુમાંથી ભયની નિશાની તરીકે એક સીટીનો અવાજ થયો, તેજ સાથે સઘળા બદમાસો પેલા વહાણુ તરફ દોડી ગયા અને વહાણુ પુન: સીધું કરવાને માટે યત્નો કરવા લાગ્યા, આ પ્રવૃત્તિમાં લગભગ પાએક કલાક વીતી ગયો. કિશોરકાન્તને માટે હવે બદમાસોને ઘણી ચિંતા રાખવા જેવું રહ્યું નહોતું કારણુ કે તેના કંઠમાં થએલો આઘાત ઘણોજ ભયંકર હતો અને તેથી તે અવશ્ય મરણુનોજ અતિથી થશે એવી તે દુષ્ટોની ધારણા હતી. કિશોરની એ શુદ્ધ દેહ જલમાં તરતી તરતી ઘણે દૂર નીકળી ગઇ અને શત્રુઓની નયનસિમામાંથી સર્વથા અદ્રષ્ય બની ગઇ ! આજ વેળાએ સરિતામાં ચંદ્રનગર જનારા ત્રણ મોટા જહાંજ પ્રયાણુ કરતા હતા. આકાશમાં સુર્યનોજ

પોતાની પૂર્ણ કલામાં પ્રકાશી રહ્યા હતા, તેમની શીતલ કૌમુદીનો જગત પર વિસ્તાર થઇ રહ્યો હતો અને તેથી નદિનું જલ આંખોને અનુપમ આનંદ આપનારૂં બની ગયું હતું. કુદરતની મનોહર શોભા નિહાળતા ઉપરોકત ત્રણે જહાજોના નાવિકો નૌકાના તુતક પરજ બેઠા હતા તેમની દ્રષ્ટિ અચાનક કિશોરની બેભાન કાયા પર પડી! તેવુંજ તેમણે પોતાના વહાણોની ગતિમાં પરિવર્તન કરી નાંખ્યું. આગલી નૌકાને કિશોર જે દિશાએ તણાઇ જતો હતો તે દિશામાં રવાના કરી દેવામાં આવી અને પાછળની બે નૌકા ધીમે ધીમે પોતાનો માર્ગ કાપવા લાગી પાએક કલાકમાં પ્રથમ નૌકા કિશોરને લઇને પાછી ફરી, આ સમયે કિશોરની કાયામાંથી ચેતનાનો જાણે સર્વથા લોપ થયો હતો અને શ્વાસોશ્વાસ તદન ધીમો પડી ગયો હતો. માત્ર નૌકા વૈદ્યની પરીક્ષામાં કિશોરની નાડીનો વેગ ધીમે ધીમે પણ વ્યવસ્થિત ગતિમાં ચાલતો માલમ પડયો! નાડીનો વ્યવસ્થિત વેગ એ એક ડોકટરને માટે આશાનું કિરણ હતું! અને તેટલા ઉપરજ કિશોરના જીવનનો આધાર હતો! ડોકટરે પ્રથમ ગળામાંથી રિવોલ્વરની ગોળી શસ્ત્ર ક્રિયા વડે બહાર કાઢી અને પછી તે વ્રણ બંધ કરી શુદ્ધિ, આણવાની ઔષધીનો પ્રારંભ કરી; તે પોતાના હસ્તને યશ પ્રાપ્તિ થાય છે કે કેમ તેની પ્રતિક્ષા કરતો કિશોરની નાડીને પોતાના હાથમાં લઇ વારંવાર જોવા લાગ્યો!

બરાબર ત્રીજે દિવસે કિશોરને શુદ્ધિ આવી, શુદ્ધિ આવતાંજ તેણે આશ્ચર્ય પામતા સકંપ સ્વરે પોતાની પાસે બેઠેલા એક યુવાનને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો, "મહાશય! હું અહીં ક્યાં અને કેવી રીતે આવી પહોચ્યો, આપ સઘળા કોણ છો અને મને કયાં લઈ જાઓ છો!"

"આ રમા પતિ મિશ્રના વહાણો છે!" તેની પાસે બેઠેલા નૌકાધીશ કિર્તીકાન્તે ઉત્તર આપ્યો, "આ જહાજોમાં મિશ્રજીનો માલ ભરેલો છે અને તે સઘળો ચંદ્રનગર લઇ જવાનો છે તમે કોઇ શત્રુને હસ્તે ઘાયલ થઇ મરણપ્રાય સ્થિતિમાં આ સરિતામાં તણાતા જતા હતા, તેવામાં અમારા એક નાવીકાની દૃષ્ટિ તમારા ઉપર ગઇ; એટલે અમે તમને નૌકામાં ઉંચકી લઇ તમારો પ્રાણ બચાવ્યો, હવે તમને કેમ લાગે છે?"

"તમારા પરિશ્રમથી અને દૈવની અનુકુલતાથી અત્યારે તો મારી પ્રકૃતિ ઘણી સારી છે પણ હું ધારૂં છું કે તમે મને આશ્રય આપીને અગ્નિમાંજ હાથ નાંખ્યો છે અને મારી ધારણા પ્રમાણે મને આશ્રય આપ્યાને લીધે તમે કદાપી ઘોર સંકટમાં આવી પડો એવો પણ પૂર્ણ સભવ છે, મને લાગે છે કે તમે પણ જો મને મારા નામથી બરાબર ઓળખ્યો હોત તો પછી કદાપી પણ મને આશ્રય આપવાનું સાહસ તમારે હાથે નહિજ થાત!

"તો કૃપા કરી તમારૂં નામ જણાવી દો એટલે અમારી ચિંતા દૂર થાય!"

"મહાશય! હું પોલિસ ખાતાનો એક અધિકારી છું અને એક ભયંકર ખૂન કેસના બદમાસોને પકડવા પ્રયત્નો કરી રહ્યો છું તેથી મારા આ પ્રયત્નોને ઉંધા વાળવા શત્રુઓ મારી પાછળ ભમી રહ્યા છે. તેઓને જો એમ માહિત થશે કે તમારા જહાજો પર મને આશ્રય મળ્યો છે તો તેઓ તમારા વહાણોનો નાશ કર્યા વિના રહેશે નહિ! અને તમે..............."

કિશોરનું અંતિમ વાકય સંપૂર્ણ થવાને અદ્યાપી અવકાશ હતો, તે પહેલાંજ બે જલનૌકાઓ દ્વારા બદમાસોએ કિશોરને જે નૌકામાં આશ્રય મળ્યો હતો તે નૌકા ઉપર આક્રમણ કર્યું અને એ બન્ને નૌકાઓને છિન્નભિન્ન કરી નાખી! આ ગરબડમાં કિશોર ત્યાંથી પણ જલવાટે તરતો તરતો છટકી નાઠો. અર્ધા કલાકના અવકાશ પછી કિશોરે પોતાનો જલપ્રવાસ પૂર્ણ કર્યો અને તે સરિતાની બહાર કિનારા ઉપર નીકળી જરા વિશ્રામ લેવાને માટે ઉભો રહ્યો. રજનીનો મધ્યાન કાળ હોવાથી ચંદ્ર કૌમુદી શાંત થઇ ગઇ હતી અને સઘળે ઘોર અંધકાર વ્યાપી ગયો હતો. કિશોર આ નિબિડ અંધકારમાં માર્ગ શોધતો અગ્રગામી થવા લાગ્યો, કિનારે કિનારે આગળ ચાલતા એક જીર્ણ થએલી પર્ણકુટિ તેની દ્રષ્ટિએ પડી, ઝુંપડીની કૃષ બનેલી ભીંતોમાંથી અંદર પ્રકટાવેલા દિપકનો પ્રકાશ બહાર આવતો જણાતો હતો અને તેને યોગે ત્યાં કોઇ રમણી પોતાના અધ્યયન કાર્યને ચલાવી રહી હોય એમ દેખાતું હતું, કિશોરે ત્યાંજ આજની રાત્રિ વિશ્રામ લેવાનો નિશ્ચય કર્યો અને તે પર્ણકુટિના દ્વાર પાસે જઇ ઉભો રહ્યો! બારણા પાસે ઉભા રહી તેણે ફરી બે ત્રણવાર અંદર દ્રષ્ટિ નાંખી આ વખતે તેના અવલોકવામા આવ્યું કે એ તરૂણીની પાસેજ બે મોટી પથારીઓ વિદ્યમાન છે અને તે ઉપર ત્રણ ચાર સ્ત્રી, પુરૂષો અને અર્ભકો નિદ્રાધિન થએલા છે. કિશોરકાન્તે આ જોઇ કમાડ ઠોક્યું, તેવોજ અંદરથી અવાજ આવ્યો, "કોણ!"

"હું એક પ્રવાસી છું અને માર્ગ વિસરી ગયો છું! મારે અહીં કોઈ સ્થળે આજની રાત્રિ પૂર્ણ કરવી છે, તમે મને એટલો સમય તમારે ત્યાં રાખી શકશો!" કિશોરે ઉત્તર આપ્યો. કિશોરનો ઉત્તર

સાંભળતાંજ તે રમણીએ પોતાના પિતાને અને બંધુને જાગૃત કર્યા અને તેમને બધી વાત નિવેદન કરી. તે રમણીના પિતાનું નામ કેશવદત્ત હતું. તેની વય વૃદ્ધ હતી. છતાં શરીર ઘણું બલાઢ્ય હતું. આગળ આવીને તેણે બારણું ખોલી નાંખ્યું અને પૂછ્યું, "કોણ છો ભાઇ! ક્યાંથી આવો છો!"

"હું કલકત્તેથી આવું છું અને મારે રાજાપુર જવું છે!" કિશોરે ઉત્તર આપતાં આપતાં ગૃહમાં પ્રવેશ કર્યો, દિપકના પ્રકાશમાં કેશવદત્તે કિશોરના મુખારવિંદને પુનઃ એકવાર અવલોક્યું તેવોજ તે આનંદ પામતો બોલી ઉઠયો, "અહો! હો! કોણ કિશોરકાન્ત! કિશોર! તું આટલી રાત્રીએ અહીં ક્યાંથી આવી ચઢયો, ક્યાં જવું છે ભાઇ!"

આ પ્રશ્ન સાંભળતાં કિશોર પણ આશ્ચર્યમાં અનુરક્ત બની ગયો અને તેણે તે વૃદ્ધ તરફ દ્રષ્ટિ નાંખી, "અહોહો કેશવ કાકા! આજે ઘણે દહાડે તમારા દર્શન થયા, તમે રાજાપુરથી અહીં કયારે આવીને રહ્યા.!"

"ભાઇ! આ રાજાપુરનોજ એક ભાગ છે મેં અહીં બંદર પર દલાલી કરવાનું કામશરૂ કર્યું છે તેથી અહીંજ મુકામ આણી નાખ્યો છે, ચાલો ભાઇ! સારૂં થયું અહીંજ આવ્યો તે, આપણી ઘણે વર્ષે ભેટ થઇ, ચાલો! અંદર આવો! કેશવદત્તે ઉત્તર આપ્યો અને તે કિશોરને આગળ લઇ ગયો. કેશવદત્ત એ કિશોરના પિતાનો પિતરાઇ બંધુ થતો હતો અને તે રાજાપુરમાંજ રહેતો હતો. હાલમાંજ બે ચાર દિવસ થયા તેણે રાજાપુરથી પોતાનો નિવાસ નદી સમિપ આવી રહેલી સુંદર પર્ણકુટીમાં આણી નાંખ્યો હતો. કિશોર

જ્યારે જ્યારે રાજાપુર આવતો હતો ત્યારે ત્યારે તે કેશવદત્તને ત્યાંજ પોતાનો નિવાસ રાખતો હતો અત્યારે પણ તેણે પોતાના ગુપ્ત અનુચરોને રાજાપુરમાં એજ સ્થળે , પોતાની મુલાકાત લેવાની સૂચના આપી હતી અને રાજાપુરમાં જઇ કેશવદત્તને ત્યાંજ કિશોરની રહેવાની ઇચ્છા હતી !

કિશોર અને કેશવદત્ત બંને તે ઝુંપડાંની અંદર આવેલી એક વિશાળ ઓરડીમાં પેઠા ! અને કેશવદત્તની પત્નિ છાંયાએ તેમને માટે ચહા મૂકી દીધી ! ચહા થાય તે દરમ્યાન કિશોર અને કેશવે આમ તેમની અનેક વાતો કરી; એટલામાં ચહા થઇ ગઇ ચહા પીવાનું કાર્ય પૂર્ણ થયા પછી છાંયાએ કિશોરને ભોજન લેવાની પુષ્કળ વિનતિ કરી પરંતુ રાત્રી ઘણી થએલી હોવાથી તેણે ભોજન ન લેતાં શ્રમ નિવારણાર્થે શયન કરવાનીજ પોતાની ઇચ્છા વ્યકત કરી ! કેશવદત્તે પોતાની પાસેજ કિશોરની શયન-શૈયા પણ નાંખી આપી. તેણે પોતાના વસ્ત્રો ઉતારી નાખ્યા અને એક નહાનકડું પંચીયું પહેરી લઇ પથારીમાં શયન કર્યું પરંતુ એટલામાં વળી બારણું ઠોકાયું ! અને તે સાથેજ બહારથી કોઇએ પ્રશ્ન કર્યો; "કિશોરકાન્ત અહીં આવ્યા છે !"

કિશોરે સ્વર પારખ્યો અને કહ્યું, "કોણ હરિ વિલાસ કે ! આવો ! આવો !" કેશવદત્તે પુનઃ કમાડ ઉઘાડયા અને હરિ વિલાસને અંદર લીધો. હરિ વિલાસ કિશોરકાન્તનો ગુપ્તચર હતો અને તે એક ભિષણ વર્તમાન કહેવાને અર્થેજ કિશોરકાન્તની પાસે આવ્યો હતો. હરિ વિલાસને જોતાંજ કિશોરે પૂછ્યું, "આવો હરિ-વિલાસ ! શું સમાચાર છે !"

"સાહેબ ! ઘણા ખરાબ વર્તમાન છે બિચારો નયનચન્દ્ર શત્રુઓના હસ્તથી માર્યો ગયો !"

"અરરર્ ! આતો તમે ઘણાજ અનિષ્ટ વર્તમાન કહ્યા, નયનચંદ્ર શી રીતે માર્યો ગયો ! હું નથી ધારતો કે તમારા આ વર્તમાન સાચા પડે !"

"ઇશ્વિર કૃપાથી તે અસત્ય નિવડે તો તો સર્વથી વધારે આનંદ મનેજ થશે ! પરંતુ તે વાત બીલકુલ સાચી છે તમારી આજ્ઞા લઇ નયનચંદ્ર નીકળ્યો ત્યારથીજ શત્રુઓનો ગુપ્ત દુત તેની પાછળ ફરતો હતો. આગગાડીમા પણ એજ દુષ્ટ નયનચંદ્રના ડબ્બામાં ચઢી બેઠો અને તેવો એકાન્તનો યોગ જોઈ તેણે તેને ઉંચકીને હુગલી નદિમાં ફેંકી દીધો !"

આ વચનો સાભળતાંજ કિશોરકાન્તની આંખોમાં પાણી ભરાઇ આવ્યા અને તે નાદાન બાલકની માફક રડવા લાગ્યો તેનું હૈયું શોકથી જોસમાં ધડકવા લા ગ્યું અને શરીર થરથરવા લાગ્યું, તે સકંપ સ્વરે બોલ્યો, "ઓહ બિચારો ઘણીજ ખરાબ રીતે મરણ પામ્યો ! હાય ! મારી હતાશાની આજે અવધિ થઇ ગઇ ! આ સંસારમાં મારો તેના સિવાય બીજો કોઇ સ્નેહી નથી સન્મિત્ર નથી સુહૃદ નથી ! ઓહ ! હવે હું શી રીતે આ સૃષ્ટિમાં દેહ ધારણ કરી શકીશ ! ઓહ ! આ સંસાર આજે મને મારા એ પ્રિય મિત્ર વિના સુનો-સાવ સુનો થયો છે પ્રભો ! પ્રભો !"

આટલા શબ્દોનો ઉચ્ચાર કરી કિશોરે રૂમાલ વડે પોતાનુ મુખ ઢાંકી લીધું અને સ્વગત સંતાપ કરતો કહેવા લાગ્યો, "અરેરે ! નિરપરાધી નયનચંદ્ર ! મારીજ મુર્ખતાથી ખરેખર તારો અંત થયો !

મારીજ દુષ્ટતાના બદલામાં શત્રુઓએ તને આ સંસારથી ભુડે મોતે મારી નાખ્યો, ખરેખર જો મુર્ખતાથી મેં તને આ ઘોર કાર્યમાં એકલોજ ન મોકલ્યો હોત તો તારૂં "આવું ખેદકારક મૃત્યુ કદી પણ ન થયું હોત! પણ હવે શું કરૂં! નિરૂપાય છે મારા પાપનો પશ્ચાતાપ કરવા સિવાય બીજો માર્ગ નથી, કારણ કે,

"બનેલી વાતને સરિતા વહી જે પ્હાડને ભેદી
અને આકાશની વર્ષા કદી પાછી નથી ફરતી
રવિની જ્યોત જે નભમાં પ્રકાશીત થાય છે નિત્યે
નહિ ઉદયાસ્તનો ક્રમ તે કદાપી ભાઇ! પર હરતી
થએલાં હસ્તથી પાપો તથા નિપજ્યું નિધન જન તે
ન તેની શુષ્ક છાંયા એ નયનને દેખવા મળતી!"

કિશોરને આ પ્રમાણે શોકાન્વિત બનેલો જોઇ કેશવદત્ત એકદમ આશ્ચર્યચકિત બની ગયા અને તેમણે તેને પૂછ્યુ, "કેમ કિશોર! શું થયું વારૂં ?"

"નહિ કાકાજી! આપણા કુટુંબમાં કાંઇ ઘોર અનિષ્ટ થયું નથી પણ મારો એક સાચો સેવક અને પરમપ્રિય મિત્ર પરલોકવાસી થયો; એ મનુષ્ય પર મારી અપાર મમતા હતી અને હું તેને મારા પુત્ર કરતા પણ અધિક પ્રિય માનતો હતો તેનો અચાનક રીતે દુષ્ટોને હસ્તે ઘાત થયો!"

"કિશોર! જે વાત થઇ તે થઇ; હવે તેનો શોક કરવો નકામો છે આ સંસાર એ માનવ પંખીઓનો મહામેળો છે અને તે મેળામાં એકત્ર થનારા પખીઓ પણ વિચલીત થવાના સ્વભાવવાળા છે પછી તેને શોક શું! કારણ કે

જગત એ માનવી કેરા મહામેળા મળ્યા તેમાં
અસંખ્યજ પક્ષીરૂપ મનુજો સદાએ થાય છે ભેગાં
પ્રિતી રાખી પરસ્પર તે કુટુંબી આપણે કહીને
દુખે દુખ દર્દના ગીતડાં સદાએ ગાય છે ભેગાં
પરંતુ જ્યાં થયો પુરો જગતનો એક ફેરા ત્યાં
પડે જુદા; તમે નિરખ્યું બધાંએ જાય છે ભેગાં ?"

"નહિ નહિ, કાકાજી ! તે આપની વાત તદ્દન સાચી છે પરંતુ આ મારા સાચા સુહૃદના અવસાનથી મારા અંતરમાં એટલો તો તિક્ષ્ણ આઘાત થયો છે કે ન પુછો વાત ! મારા અંતરનું એ દર્દ દર્શાવવા પણ હું સમર્થ નથી પછી વધારે શું કહું વારૂં ! જો હૃદય ફાડી બતાવવાની મારી પાસ કોઈ પણ વિદ્યા હોત તો હું આપને હમણાંજ દર્શાવી આપત કે મારા હૃદયમાં મારા પ્રિય મિત્રના મરણથી કેવી ભયંકર આગ પ્રજવલિત થઇ રહી છે તે ! ખરેખર.

"જીગર જાણે રહ્યું અગ્નિ, વડે થઇ ખાક તેમાંથી,
અમર આત્મા પ્રભુ ધામે, જવા જાણે ચહે છે શું!
ન સમજાયે હવે જગમાં, જીવનથી લાભ શો થાશે,
વિના જલ વિશ્વમાં સરિતા, કહો ભાઇ ! વહે છે શું!
બતાવો કે કદી નીરમાં, જગતને ભષ્મ કરનારી,
ભયંકર જ્યોત અગ્નિની દીઠી નયને; રહે છે શું ?
સ્થિતિ તેવી હવે; મારૂં હૃદય મુજ શોકથી ઘેલું,
બની આજે પુકારે તે, ન સમજાયે કહે છે શું ?

"તે ખરીજ વાત છે પરંતુ જે વાત થઇ ગઇ તેની હવે શોચના

કરવી શી! માટે શાંત થાઓ અને નિન્દ્રાનું સ્તવન કરો કે તમારી પણ પ્રકૃતિ અસ્વસ્થ નહિ થાય!"

કિશોરે આ વચનો સાંભળી પોતાના પરિસીમાહિન શોકને જાણે હૃદયના ગુપ્ત ભાગમાં સમાવી દીધો તે આખી રાત કિશોરે અને તેના અનુયાયીએ કેશવદત્તને ત્યાંજ ગાળી નાંખી સહવાર થતાંજ કિશોર ઉઠયો અને લલિત ભુવનને માર્ગે પડયો! ભાલચંદ્રના ગુમ થઇ જવા પછી રાજાપુરનો સઘળો કારભાર ભાલચંદ્રનો મુનીમ નિખિલરત્ન પોતેજ ચલાવતો હતો. કિશોર તેને જઇને મળ્યો. કિશોરને જોતાંજ નિખિલ ઉભો થઇ ગયો અને તેને આવકાર આપતા બોલ્યો, "આવો કિશોરકાન્ત પધારો!"

કિશોરે તેને સંજ્ઞા વડે ચુપ રહેવાને સૂચના આપી અને પોતે ધીમે ધીમે નિખીલની પાસે જઇ એક ખુરસી પર બેઠો. 'નિખિલ!" કિશોર બોલ્યો, "તમારે મારા નામનો ઉચ્ચાર કદાપિ પણ ખુલ્લી રીતે ન કરવો જોઇએ કારણ કે મારી પાછળ હમ્મેશાં શત્રુઓના માણુસો ફરતા ફરે છે અને

અરણ્યે વ્યાઘ્રને સિંહો, મનુષ્યો, પ્રાણી, પશુ કેરી,
પ્રતિક્ષામાં ઘુમી સઘળે, જીવનનીજ પ્રેમથી ગાળે.
શિકારી રોજ વન ફરતા, નિહાળે કે કદાપી શું,
પ્રભુ નિજ શક્તિએ પશુને કદી નિજ જાળમાં વાળે.
ખરેખર તેમ મુજ શત્રુ ફરે મુજ પાસ પ્રતિઘડીએ,
મળે મુજનાશની ક્ષણ શું! બુરો એ યોગ તે ભાળે!

માટે મારા નામનો ઉચ્ચાર નજ કરવો એ વધારે હિતાવહ છે,. હું તમારી પાસે એટલાજ માટે ખાસ શ્રમ વેઠીને આવ્યો છું કે

જો લુંટના સંબંધમાં તમોને કાંઈ વિશેષ માહિતી મળી હોય તો તે મારે જાણવી છે !"

"મહાશય ! તમારી તપાસમાં ઉપયોગી થઇ પડે એવી તો એક પણ માહિતી અદ્યાપી પર્યન્ત મારા હસ્તમાં આવી નથી પરંતુ તે દિવસે જે સિપાઈઓનો લલિત ભુવન પર પહેરો હતો, તેમાંનાં કેટલાક એમ કહે છે કે લુંટને સમયે શ્યામવર્ણની ત્રણ મોટરકાર વિપુલ ગતિએ દોડતી આવી લલિત ભુવનના દ્વારમાં ઉભી રહી હતી અને તેમાંથી, રાજાપુરના સ્થાનીક પોલિસો જેવા વસ્ત્રો પહેરે છે તેવાજ વસ્ત્રો પહેરેલા દુષ્ટો બહાર નીકળી વિપુલ ત્વરાએ મહેલમાં ઘુસી ગયા હતા ! પણ આ વાત સાચીજ છે એવું સ્વિકારી લેવાનું કશું પણ કારણ નથી કારણ કે સિપાઇઓ આ ભિષણ હત્યા કાંડમાં કદાચિત સામિલ હોય તો તેથી તેઓ અસત્ય ભાષી બની શકે અથવા લુટને વખતે દૂર ઉભા રહી જોયા કર્યું" એ પોતાના પર આવતો આક્ષેપ ટાળવા પણ આવી અસત્ય વાત તેઓ કદાચ દર્શાવી આપે તો તે આશ્ચર્ય પામવા જેવું નથી !"

"ગમે તે હોય છતાં લૂંટ કરનારાઓ પગે ચાલીને લૂંટ કરવા આવે એ પણ અશકય છે, તેઓ મોટોરમાં લુંટ કરવા આવ્યા હોય એ વાત મને તો સર્વથા સંભવનિય લાગે છે. માત્ર મારી શંકા એટલીજ છે કે બદમાસો પોલિસોના વસ્ત્રો પહેરી લૂંટ કરવા આવ્યા એમાં કાંઈ ભેદ અવશ્ય હોવો જોઇએ એ પરથી એમ માની શકાય છે, કે તમારા પોલીસો પણ શત્રુઓ સાથે ગુપ્ત રીતે મળેલા હોવા જોઇએ ! કારણ કે તે સિવાય તેઓ પોલિસોને ડ્રેસ મેળવી શકે નહિ !"

"હા, એ વાતની મેં તપાસ કરી છે. રોબર્ટ સ્ટ્રીટ પરથી લલિતભુવન તરફ અમારી જે વીસ માણસોની ટુકડી આવતી હતી તે બદમાસોએ કાપી નાખી હતી અને ઘણે ભાગે તેમણે તેઓનાજ વસ્ત્રો પહેરી લીધા હતા કારણકે ચૌદમીની સહવારે અમને તપાસમાં રોબર્ટ સ્ટ્રીટ પરથી તદન નગ્નાવસ્થામાં અમારા વીસ સૈનિકોના પ્રાણહિન શરીરો મળી આવ્યા હતા!

'હવે તમે શું ધારો છો, તમારી એમ ખાતરી છે કે આ કામમાં જાગીરદાર ભાલચંદ્રનો હાથ હશે ખરો!"

"મને પણ હવે કાંઇક એવો શક જાય છે ખરો, કારણકે જો તેમ નહિ હોય તો શત્રુઓ અમારી વીસ પોલિસોની ટુકડીને એકજ ઝપાટે કાપી નાંખી શકે નહિ! આટલા બધા માણસોનો નાશ કરતાં તેમને પણ પોતાના માણસોનો ભોગ આપવો પડે!"

"વારૂં, તમારી પાસેથી મોટર સંબંધીની મળેલી માહિતી મને ઘણી ઉપયોગની થઇ પડશે! મી૦ નિખિલ! યાદ રાખજો, હું તમોને મળવા આવ્યો છું એ વાત અન્યત્ર કદાપી પણ જાય નહિ!" કિશોરકાન્તે ઉત્તર આપ્યો અને તે ત્યાંથી ઉઠીને પાછો બહાર આવ્યો.



## પ્રકરણ:—૮ મું.

### દૈવી સહાય!

"ન જેને કોઇની છાયા, વિસામો છે ન દુનીયાનો,
પ્રભુ તેનો વિસામો છે, દુખીને તે ઉગારે છે.
જગત; જન; ઝાડ; પશુ, પક્ષી અને તૃણ પ્હાડ કે સાગર,
સકલને તે દયા ધનની, કૃપા નક્કી નિવારે છે.

અધર્મિના અધમ કૃત્યે, સુજન જ્યાં જ્યાં પીડા પામે,
પ્રભુ ત્યાં ધર્મને માટે, સદા અવતાર ધારે છે !"



ઠક ! આપણે નયનચંદ્રને હુગલી નદીમાં ડુબતો નિહાળી આવ્યા છીએ, તેના જીવન મરણનો પ્રશ્ન આપણે અદ્ધર છોડી દીધો છે અને આપણો પ્રવાસ આગળ વધાર્યો છે, પરંતુ સર્વાધાર પરમેશ્વરે નયનચંદ્રનો સાથ છોડયો નથી, તે તેની સાથેજ પ્રવાસ કરે છે. હવે આપણે અવલોકીએ કે કિરતાર તેને કેવી રીતે સહાયતા કરે છે. જલના ભિષણ ક્ષેત્રમાંથી ઉગારી તેને જગતનો પ્રવાસી બનાવે છે કે, નશ્વર અને પાર્થિવ પૃથ્વીનો પરિત્યાગ કરાવી પોતાના અક્ષય ધામનોજ નિવાશી બનાવી દે છે. અસ્તુ.

નયનચંદ્રને જ્યારે પેલા શઠધર્મપારંગત મૌલવીએ ચાલતી ટ્રેનમાંથી હુગલીના જલમાં ફેંકી દીધો, ત્યારે પ્રથમ તો ઉપરથી પછડાવાને લીધે નયનચંદ્રની દેહ હુગલી નદિના શાંત જલમાં ક્ષોભ ઉત્પન્ન કરતી અંદર પેસી ગઇ, પણ ક્ષણ વારમાંજ જલ દેવતાએ પાછો તેને ઉપર ધકેલી દીધો ! નયનચંદ્રની આંખો આ સમયે પોતાના મસ્તિક પર આવેલા પુલ પર દોડી જતી ટ્રેન તરફ અવિરત રીતે ખેંચાઇ રહી. અલ્પ ક્ષણોમાં તો સડસડાટ ટ્રેન પુલ પસાર કરી બહાર નીકળી ગઇ અને નયનચંદ્રની આશાનો અસ્ત થઇ ગયો ! તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યા અને તેની નસેનસ કંપવા લાગી ! જાણે મોત તેની સામે આવીને ઉભું રહ્યું અને તેને કહેવા લાગ્યું કે:-

"પુરી થઈ છે સફર સંસારની પ્રભુ ધામને માટે,
હવે દુનીયા તજી ચાલો, મૂકી જડ મોહ પૃથ્વિનો !

કર્યાં સત્કર્મના ફળને ખુશીથી ભોગવી લેને,
હવે નિવૃત્ત થઇ જાઇને, તજો સંમોહ સૃષ્ટિનો!
કરેલાં પાપના ઉત્તર દયા ધન માંગશે આજે,
અને પૂછશે કર્યો' તો શું કશાએ દ્રોહ વ્યષ્ટિનો!"

મૃત્યુના આવા શબ્દોના ભણકારા જાણે નયનચંદ્રના કર્ણમાં સ્પષ્ટ સંભળાવા લાગ્યા અને તેમ તેમ તે ભયથી થર થરતો વધારે અને વધારે કંપવા લાગ્યો! ફરી તેના નેત્રો પાણીથી ભરાઇ આવ્યા અને તે શોક કરતો જગદાધાર પ્રભુને કહેવા લાગ્યો, "હે સકળાધીશ સર્વેશ્વર! આ જન્મમાં તો મારે હાથે પાપનું એક પણ કાર્ય સિદ્ધ થયું નથી કે મેં અધર્મનો સ્પર્શ પણ કર્યો નથી પરંતુ ગત જન્મમાં કોણ જાણે કેવા ભિષણ ઘોર દુષ્કર્મો મારે હસ્તે ઘડયાં હશે કે તેને યોગે તું આજે મને આવી ભયાવહ શિક્ષા કરે છે! પણ તારો ન્યાય નિર્દય છે,

"તવંગર, શાહ, મહારાજા અને નિર્ધન ફકીરો કે,
સ્ત્રીઓ શીશુને પશુપક્ષી બધાં સંતાન તારાં છે;
ન તેમાં શ્રેષ્ઠ છે કોઇ સમાનજ પ્રાણ સર્વેના,
અદલ ઇન્સાફને કાજે અચળ ધારા તમારા છે;
થએલા દોષ પર શિક્ષા દયા વિણુ આપવી તેમાં,
ગુન્હો શું આપનો બાપુ! બુરા ભાવી અમારા છે!"

પણ તે છતાં મારી આટલી નાની વયમાં મારો આ ભયંકર રીતે ઘાત થાય એ હું કેમ સહન કરી શકું! હે દેવ! નિરાધારના સ્વામી સચ્ચીદાનંદ! આ વખતે મારી વ્હારે ધાઓ અને મને બચાવો! કૃપા કરો! કૃપા કરો.

"ગુન્હો મારો હશે જોએ તમારો દાસ છું સ્વામી
ન બુદ્ધિ ,હાસ હૈયામાં દયા હું આપની ચાહું
ન મારે આસરો કાંઇ મરણ કાંઠે પડયો ભાઇ!
પુકારો આ કરી આજે ક્ષમા હું પાપની ચાહું!
ઉગારો! આપનો જાણી ગરીબ સેવક, દયા લાવી
મટાડો કષ્ટ મારા એ કૃપા પ્રભુ-આપની ચાહું!"

આમ ઘોર આક્રંદ કરતો નયનચંદ્ર હુગલીના પાણીમાં આમથી તેમ તણાવા લાગ્યો આ દરમ્યાન લગભગ કલાક વિતી ગયો હતો અને તેને યોગે તેના શરીરની સઘળી શકિતઓનો વિનાશ થઇ ગયો હતો, તેના ગાત્રો ઢીલા પડી ગયા હતા અને શીથીલતાથી દેહની રગેરગો બંધ થઇ જવાની તૈયારી પર હતી. એટલામાં દૂરથી એક વહાણના દિપકનો દેખાવ નયનચંદ્રની દ્રષ્ટિએ પડયો, તેવીજ તેણે બૂમ મારી, "ઓ...ઓ!"

તેની સ્હાયતાની યાચના માટેની બૂમ નિષ્ફળ ગઇ, કારણકે જેવું તેણે બૂમ મારવાને માટે મુખ ઉઘાડયું તેવુંજ પાણી તેના મુખમાં બળપૂર્વક પ્રવેશ કરવા લાગ્યું અને તેની વાચા બંધ થઈ ગઈ. આજ સાથે તેની અશક્તિ વધિ અને તેની બુધ્ધિ નષ્ટ ભ્રષ્ટ બની ગઇ! નયનચંદ્રની શબવત દેહ જલમાં તણાવા લાગી! જાણે નયનચંદ્રને જલસમાધી પ્રાપ્ત થઇ ગઇ! શોક! શોક!! મહાશોક!!!

પણ નહિ, નયનચંદ્રનો નાશ થાય એ હજી કિરતારને યોગ્ય લાગે એમ નહોતું. તેણેજ જાણે તેને સ્હાયતા આપવાના ઉદ્યોગનો આરંભ કરી દીધો! જે નૌકાનો દિપક પ્રકાશ નયનચંદ્રે નિહાળ્યો હતો, તેજ નૌકાના સંચાલકે પણ સરિતામાં તરતી નયનચંદ્રની દેહને અવલોકી હતી અને તેણી

તે પોતાની નૌકા તેના તરફજ લઇ આવતો હતો પણ એટલામાં એક ભયંકર અકસ્માત થયો નૌકા એક ખડક સાથે અથડાઇ અને તેમાં મોટું ગાબડું પડયું. નાવિકની દશા શોચનીય થઇ પડી, તે પોતાના દૈવને દોષ દેતો પુકારવા લાગ્યો !

"પ્રભુ ધારો તમારો આ, અજબ કિરતારની રચના,
દુખીની સ્હાયતા દેતાં, તમે કા દંડ આપો છો !
ન જેને ધર્મની પરવા, અધર્મે ઇચ્છતા મરવા,
તમે તેવા કુટિલ જનના, કહો ! શું ! કંઠ કાપો છો ?
પછી શું સૃષ્ટિમા આવી, દુખી જન પર દયા લાવી,
સફલ કાયા કરો એવી, નિતી પોતે ઉથાપો છો ?"

પણ એટલામા નયનચંદ્રના દેહનો એક જાળ સાથે સ્પર્ષ થયો અને તેની તરવાની ગતી અટકી ગઇ. અલ્પ ક્ષણો પછી તે જાળ નાંખનાર માછીઓએ જાળ બહાર કાઢી અને તે દ્વારા નયનચંદ્રનો ઉદ્ધાર થયો। આ વખતે તેની કાયાની ચેતના નષ્ટ થઇ ગઇ હતી, તેના ગાત્રો શીથીલ બની ગયા હતા અને મોત અને જીવનની વચ્ચે તેની દેહ ફેરા ખાતી હતી, માછીઓએ પોતાના ગ્રામ્ય ઉપચારો વડે તેના ઉદરમાં ગએલું પાણી ઓકાવી નાંખ્યું અને તેને બહાર લઇ જઇ કિનારા પર સુવાડયો !

નયનચંદ્રના નેત્રો ખુલી ગયા ત્યારે પ્રભાતનો રમ્ય પ્રકાશ તેની દ્રષ્ટિએ પડયો ત્રણ ચાર પ્રભાત નિદર્શક તારાઓ પ્રકાશતાં જણાયા અને સ્વચ્છ સફેદ અભ્રદળો આમથી તેમ દોડાદોડ કરતા તેની દ્રષ્ટિએ પડયા. તેની આંખો ખુલી તેવોજ તેણે પોતાની પાસે બેઠેલા માણુસોને પ્રશ્ન કર્યો, "ભાઇ તમે કોણ છો, શું હું નિર્ભય સ્થળમાં છું ! તમે મારા મિત્રો છો ?"

"હા, અમે આ ગામના માછીઓ છીએ, અમને જલમાંથી તમારી દેહ શીથીલ દશામાં પડેલી મળી આવી હતી, ત્યાંથી તમને અત્રે લાવીને અમે તમારા શરીરમા શક્તિ આવે એવા પ્રયોગો કરવા માંડયા ! પ્રભુયોગે તેમાં અમને સફળતા મળી અને તમે બચી ગયા !"

"ઓહ ! ત્યારે તમે મારા જીવનદાતા છો, ભાઇ ! તમારા પરિશ્રમનો બદલો હું અવશ્ય તમોને વાળી આપીશ !" નયનચંદ્રે ઉત્તર આપ્યો.

તત્પશ્ચાત નયનચંદ્રને પેલા માછીઓ પોતાના નિવાસ સ્થળ તરફ લઇ ગયા. ચાર પાંચ દિવસે નયનચંદ્રની પ્રકૃતિ ઠીક થતાંજ તે કલકત્તે ઉપડી ગયો. કલકત્તે જઇ તેણે પેલા માછીઓના કાર્ય બદલ તેમના પુરસ્કાર તરીકે પચીસ રૂપીઆનો મનીઓર્ડર પોસ્ટ દ્વારા તેમનાપર મોકલી આપ્યો ! વિપત્તિના વરસાદમાંથી પ્રારબ્ધ યોગે બચેલો નયનચંદ્ર કલકત્તામાં આનંદથી પોતાનો સમય વિતાડવા લાગ્યો !



# પ્રકરણ: ૯ મું.

## લિલાધર ત્રિવેદી !



નયનચંદ્ર કલકત્તે આવી હવે પોતે શું કરવું તે સંબંધીના વિચારો કરવા લાગ્યો, એટલામાં તેને રાજાપુરનો એક નીચે પ્રમાણે તાર મળ્યો.

"વત્સ નયનચંદ્ર !"

"મેં એક આપત્તિકારક વર્તમાન સાંભળ્યા છે, અને જો તે ખરા હોય તો મળી આ તાર મળતાંજ [illegible]

રહેતું નથી; પરંતુ મને વિશ્વાસ છે કે તે સમાચાર ખોટાજ નિવડશે અને તમે જીવતાજ હશો! જો તેમજ હોય તો આ તાર વાંચી તરત ચંદ્રનગર આવી રહેજો. હું ચંદ્રનગર જવા માટે આજ રાત્રે રાજાપુરથી ઉપડી જવાનો છું તે જાણશો. ચંદ્રનગરમાં "ભારત ભોજનગૃહ; સ્ટ્રીટ નં૦ ૩૫" એ સ્થળે મારો મેળાપ થશે! જલદી આવો!"

આ તાર વાચતાંજ નયનચન્દ્રને અપાર આનંદ થયો, અને તેની હવે શું કરવું એ ચિંતા નષ્ટ થઇ ગઇ! તેણે બપોરનું ભોજન કાર્ય આટોપી લીધું અને ટીકીટ લઇ ટ્રેન દ્વારા ચન્દ્રનગર જવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયો. બીજે દિવસે બરાબર સાત વાગે નયનચન્દ્ર ચન્દ્રનગરને સ્ટેશને ઉતર્યો. તેણે સ્ટેશનપરજ દંત ધાવનાદિ કાર્યોથી પરવારી જવાનો નિર્ણય કર્યો અને તે પ્રમાણે તે પોતાના ઉદ્યોગમાં પ્રવૃત્ત બની ગયો! અરધા કલાકમાં નિત્ય કર્મોથી નિવૃત્ત બની જઇ ચહા પી તે ભારત ભોજનગૃહ તરફ રવાના થયો.

કિશોરકાન્ત ભોજનગૃહમાં પોતે ભાડે રાખેલી ઓરડીમાં બેઠો બેઠો "દયાનંદ દિગ્વીજય" નામનું સાપ્તાહિક પત્ર વાંચતો હતો. તેનું લક્ષ ઓરડીના બારણા તરફ બીલકુલ નહોતું; એટલામાં તેને એક પરમપ્રિય, ચિરપરિચીત શબ્દ સંભળાયો! "કેમ કિશોરભાઇ!"

જેવા ઉપરોક્ત શબ્દો કિશોરે સાંભળ્યા તેવોજ તે વર્તમાન પત્ર નીચે મુકી દઈ એકદમ ઉઠયો અને દોડીને નયનચન્દ્રને કંઠે વળગી પડયો! કિશોરકાન્ત ડિટેકટીવ પોલિસ કમિશ્નરના ઓદ્ધા ઉપર હતો અને નયનચન્દ્ર તેનો પર્સનલ આસીસ્ટંટ હતો; તથાપિ તેમની વચ્ચે અધિકારી અને નોકર જેવો જરા પણ સંબંધ નહોતો.

નયનચન્દ્રના માતા પિતા બેને આ સંસારમાં એકલો મૂકીને મરણ પામ્યા હતા અને ત્યારથી કિશોરેજ તેનું લાલન પાલન કરી તેને મોટો કર્યો હતો. અથિી કિશોરની નયનચન્દ્ર ઉપર અપરંપાર પ્રિતી હતી અને નયનચન્દ્ર પણ કિશોરને હંમ્મેશા કિશોરભાઇ કહીનેજ સંબોધતો હતો. કિશોરને પણ 'કિશોરભાઇ' એ સંબોધનજ અત્યંત પ્રિય હતું! કેટલીકવાર પછી કિશોર અને નયનચન્દ્ર બન્ને છુટા પડયા અને એક કોચ ઉપર સામસામા બે તકીયા મૂકીને બેઠા! નયનચન્દ્રે પોતાનો સઘળો ઇતિહાસ આદિથી અંત પર્યન્તનો કિશોરને નિવેદન કરી દીધો! કિશોરે પણ પોતાને કેવી ભિષણ આપત્તિમાંથી પસાર થવું પડયું હતું તે કથા નયનચંદ્રને નિવેદન કરી; આમ પરસ્પરની કષ્ટ કથાની પરિસમાપ્તિ થતાં નયનચન્દ્રે એક નવોજ પ્રશ્ન ઉપસ્થિત કર્યો, તે પ્રશ્ન આ પ્રમાણે હતોઃ--

"વારૂં ત્યારે, રાજાપુર છોડીને તમે અહીં ચન્દ્રનગર કઇ આશાએ આવ્યા છો તે મારે જાણવું જોઇએ!"

"હા, હવે એજ વાત હું તને કહેવાનો હતો, રાજાપુરમાં મને એક એવા સમાચાર મળ્યા છે કે જે માણસોએ લલિત ભુવનમાં ધાડ પાડી હતી તે ટોળીનો એક માણસ પોતાના અધ્યક્ષ સાથે કાંઇ ખટપટ ઉપસ્થિત થવાથી ફરી ગયો છે અને તે પોતાના ગુપ્ત દળની સઘળી માહીતી પોલિસ ઓફિસરોને આપવા ઇચ્છે છે. આ માણસ પાસે બની શકે એટલી ખબરો મેળવી લેવી એ ઇચ્છાથીજ હું અત્રે આવ્યો છું!"

"એ માણસ આપને જે ખબરો આપશે તે ખરીજ નિવડશે એમ શું આપ માની શકો છો? એમ કેમ ન હોય કે આપણુને ઉભયને પુનઃ સંકટમાં નાંખવાજ શત્રુઓએ આવું એક ભિષણ

આવતું નહિ ઉપસ્થિત કર્યું હોય! એ ખબરો દ્વારા વળી તેઓ આપણને એવા ભયાવહ સ્થળે ખેંચી જશે કે ત્યાંથી પછી કદાપી પણ આપણો ઉદ્ધારજ નહિ થાય; તો પછી શુ કરશો, દુષ્ટ પુરૂષો તો ઘણાએ પ્રપંચો કરી જાણે છે અને તેમની જાળ આખા સંસારને પહોંચી વળવા સમર્થ હોય છે. કેમકે:--

"સુજન સંતાપવા માટે અધર્મિ પ્રાણને સાટે
જીવનનીજ કષ્ટમાં દાટે બધાં એવાં પ્રપંચો છે!
અધમ જનની જગત ભરમાં રહે છે વિસ્તરી બાજી
ગણો જાણે જીવન હરવા સકલના; શ્રેષ્ટ સંચો છે!
પછી એવા પ્રપંચીના બતાવો આશ્રય જઇને
સ્વહાથે દેહ હણવામા જગતને લાભ પણ શો છે?"

"નયનચન્દ્ર! તે સત્ય છે; પરંતુ શત્રુઓનાજ ગૃહમાં પેસી શત્રુઓ પાસેથીજ તેમના દળની માહિતી મેળવી લેવી એમાંજ આપણી મહત્તા છે. કારણ કે:--

ગુહા જ્યાં સિંહની છે ત્યાં ધસી નર-સિંહ નિજ હાથે
હણે જો પ્રાણ વનપતિના પરાક્રમ તેજ છે 'સાચું'!
અને તેવી રીતે જગમાં ગુહા છે જ્યાં અધમ જનની
જઇ ત્યાં બેસવું નીત્યે ખરેખર એજ છે સાચુ!
તથા એવા સ્વકર્મોથી પ્રભેદો શત્રુના જોઇ
પછી હણવા અધર્મિને મને પ્રિય તેજ છે સાચું!

અને મને એ સંબધીની પણ પરિપૂર્ણ ખાતરી છે કે આપણને જે વાત મળશે તે પણ સાચીજ મળશે એવો સંપૂર્ણ સંભવ છે!"

"ઠીક, ત્યારે તમે મને શી આજ્ઞા આપો છો ?" નયનચંદ્રે પૂછયું.

"મારી તમોને એવી સલાહ છે કે તમે વેલેસ્લી સ્ટ્રીટમાં જાઓ અને ત્યાં રહેતા લિલાધર ત્રિવેદીને બોલાવી લાવો !"

"લિલાધર ત્રિવેદી એ તો ચન્દ્રનગરનો જાણીતો ઝવેરી છે, તમે તેના ઉપર શંકા લઇ જાઓ છો એ વાત મને ઠીક નથી લાગતી !"

"લિલાધર ઝવેરી છે માટેજ તે લૂટારાઓનો મિત્ર થઇ પડયો છે. કારણ કે એવા ધનવાન શેઠીયાઓના આશ્રયેજ બદમાસોને સ્વકર્મમાં વધારે આનંદ મળે છે. જે ભયંકર ટોળીએ લલિત ભુવનમાં લૂટ પાડી હતી તેમણે આજ પર્યન્ત અનેક ધાડો પાડી છે. અને ત્યાંનું સઘળું દ્રવ્ય લિલાધર ઝવેરીને ત્યાંજ રાખવામાં આવ્યું છે. એની મેં ચોક્કસ માહિતી મેળવી છે !"

"તો પછી લિલાધર ફુટી જઇ આપણી આગળ શત્રુઓનો પ્રપંચ ઉઘાડો પાડી દે એ વાત બનવા યોગ્ય નથી, કારણ કે જેને આધારે પોતે અઢળક શ્રીમંતાઇમાં મ્હાલે છે, તેનેજ ગરદન મારવાને ઉભા થવા જેટલો તે મૂર્ખ નથી.

"સદા જેના વડે પોતે, વિપુલ ધન મેળવે એવા,
લલિત વૃક્ષો કહાડીથી, બતાવો કાપશે માળી !
જુઓ કૃષિકાર ખેતરને, લઇ હળ ખેડતો નિત્યે,
પછી ત્યાં દર્ભને વાવી, જમીન હણુશેજ હરિયાળી !
ખરેખર તેમ માનવને, મળે છે સ્હાયતા જ્યાંથી,
નહિ સ્થળ તેજ હણવાની, મતિ મળશેજ દુઃખવાળી !"

"તારી વાત સાચી છે; પરંતુ લિલાધર ત્રિવેદી વચ્ચે અને લૂટારાઓ વચ્ચે સંપત્તિની વહેંચણી કરતા વિખવાદ ઉત્પન્ન થયો

છે અને તેથી લિલાધર ત્રિવેદી હવે હંમેશને માટે તેમનાથી જુદો પડી ગયો છે એટલેજ તે આપણને શત્રુઓની સત્ય માહિતી આપી શકશે. કેમકે:—

રહ્યો જ્યા દ્વેશ હૈયામાં, પડે અંધાર ત્યાં નક્કી,
ન સૂઝે કે પછી જગમા, રહ્યો કયાં સ્વાર્થ મારો છે.
શકે નવ નેત્રથી નિરખી, હૃદય દ્વેશી દિવાકરને,
અને તેવા કુટિલ જનને, જીવન તારો અકારો છે,
ચહે તે ફકત શત્રુની, ભયંકર પાયમાલીને,
કિટકને જેમ પય કરતા, વધારે પંક પ્યારો છે!

"ઠીક, ત્યારે મારી ના નથી, લિલાધર ત્રિવેદીનું ઘર તો મેં ઘણી વેળાએ નિહાળ્યું છે એટલે એ શોધતા મને વિલંબ લાગવાનો નથી!"

"હા તે ખરૂં, પરંતુ તે પૂર્વે તારે એક બીજી પણ સાવચેતી રાખવાની છે. તું ડિટેકટીવ પોલિસ કમિશ્નર તરફથી લિલાધરને બોલાવવા જાય છે એ ઘટનાની તેને માહિતી થવા દેવાની નથી. તેની પાસેથી આપણે કેટલુંક ઝવેરાત ખરીદવું છે એજ બહાને તેને તારે અહીં બોલાવી લાવવો પડશે! માટે તું અહીંથી એકાદ ઉંચ્ચ શ્રેણીની મોટારમાં ત્યાં જા. અને જેમ બને એમ ત્વરાપૂર્વક તેને બોલાવીને અહીં લઇ આવ!"

કિશોરની આજ્ઞા લઇને નયનચંદ્ર તરતજ લિલાધર ત્રિવેદીના ઘર તરફ પ્રસ્થાન કરી ગયો. અલ્પ સમયમાંજ નયનચન્દ્રની મોટાર લિલાધરને લઇ ભારત ભુવન હોટલના દ્વારમાં આવીને ઉપસ્થિત થઇ. તેઓ બન્ને મોટારમાંથી સાથેજ નીચે ઉતર્યા અને ધીમે ધીમે

ઉપર જવા લાગ્યા. કિશોરકાન્તે લિલાધરને જોયો તેવોજ તે ઉભો થયો અને પોતાના ઓરડાનાં દ્વાર સુધી આગળ આવી લિલાધરને આવકાર આપતો બોલ્યો, "પધારો ત્રિવેદીજી !"

પ્રતિ ઉત્તરમાં લિલાધરે પ્રણામ કર્યા અને તે કિશોરકાન્તની સાથેજ ત્યાં બીછાવેલી એક જાજમ પર તકીએ શરીર ટેકવીને બેઠો. કિશોર તેની સામે બેઠો અને નયનચન્દ્ર એક બાજુએ શાંતીથી ઉભો રહ્યો ! ઓરડામાં ઘોર નિર્જનતાજ જાણે વ્યાપ્ત થઇ ગઇ, એ જોઇ કિશોરે પ્રશ્ન કર્યો, "ત્રિવેદીજી ! હું આપને એક ઘણીજ ગુપ્ત વાત પૂછવા ઇચ્છું છું, બોલો ! તમે તે સંબંધીનો મને યથા સ્થિત ઉત્તર આપશો ?"

"હા, શા માટે નહિ, હું જેટલી વાત જાણતો હોઇશ તેટલું તમારી આગળ સાચે સાચું નિવેદન કરી દઇશ ! બોલો ! આપને કેટલું ઝવેરાત જોઇએ છીએ ! તમોને એમ શંકા હશે કે હું કદાચીત તમારી સાથે અપ્રમાણિકતાથી વધારે ભાવ લઇશ; પરંતુ આપની તેવી આશંકા તદન ખોટીજ છે !"

"લિલાધરજી ! મારે આપની પાસે બિલકુલ ઝવેરાત ખરીદવું નથી અને મેં તમોને ઝવેરાત ખરીદવાને અર્થે અહીં બોલાવ્યા પણ નથી. તમોને નયનચન્દ્રે મારી એક મોટા જાગીરદાર તરીકે ઓળખાણ આપી છે. પરંતુ એ ભેદ હું હવે તમારી આગળ ઉઘાડો કરી દઉં છું. હું ડિટેકટીવ પોલિસ કમિશ્નર છું અને મેં તમોને મારી ખાનગી તપાસને માટેજ અહીં બોલાવ્યા છે !"

"ડિટેકટીવ પોલિસ કમિશ્નર" એટલા શબ્દો સાંભળતાંજ જાણે લિલાધરની આંખે અંધારા આવી ગયા, તેનું હૃદય થર થર કંપવા લાગ્યું અને શ્વાસ અકળાવા લાગ્યો, ક્ષણ વાર પછી તેણે સ્વાસ્થ્ય

મેળવ્યું અને પ્રશ્ન કર્યો, "આપ ડિટેકટીવ છો તો પછી મને શા માટે બોલાવ્યો છે!"

"લલિત ભુવન રાજાપુરમાં થએલી ભયંકર લૂંટનો કેટલોક માલ આપને ત્યાં સંતાડવામાં આવ્યો છે. નિદાન એ લુંટના સંબંધમા વધારેમાં વધારે માહિતી તમારી પાસેથી અમોને મળી શકે એવી તો અમારી ખાત્રીજ છે. એ સંબંધની વધારે તપાસ કરવા માટેજ તમને અહીં બોલાવવા પડયા છે!"

"લલિત ભુવનની લુંટનો માલ મારા ગૃહમાં હોવા સંબધીની આપની ધારણા તો સર્વથા મિથ્યાજ છે. પરંતુ લલિત ભુવનની લુંટના સંબંધમાં કેટલીક વાતની મને માહિતી છે, જો તમારી ઇચ્છા હોય તો એ સઘળી વાત હું તમોને જણાવી દેવાને તૈયાર છું!"

"બોલો! એ સંબંધમાં તમે શું જાણો છો?"

"મારી પાસે થોડા દિવસપર સરસ્વતીપ્રસાદ નામનો એક માણસ ઝવાહિર યુક્ત કેટલાક અલંકારો લઇ આવ્યો હતો અને તે અલંકાર વેચાતા રાખવા તેણે મને વિનંતિ કરી હતી. એ અલંકારો ઉપર "ભાલચન્દ્ર-રાજાપુરના જાગીરદાર" એવા શબ્દો અંકિત કરેલા હતા. સરસ્વતિપ્રસાદ સાથે વધારે વાતચીત કરતા મને એમ માલમ પડર્યું કે, લલિત ભુવનની લુંટમાં તે સામેલ હતો અને તેમણેજ એ મોટી લૂંટ કરી હતી,

"તે પછી લુટારાઓની તે ટોળી ક્યાં પલાયન કરી ગઇ!"

"તે સાહેબ! હું આપને શી રીતે જણાવી શકું? કારણ કે સરસ્વતિપ્રસાદ એ એવો ધૂર્ત લુંટારો છે કે તેની કળા મારા જેવા

બુદ્ધિહિણુ પુરૂષોના સમજવામાં કદાપી પણ આવી શકે એમ નથી. વળી સરસ્વતીપ્રસાદ એ એકલોજ આ કાર્ય કરતો નથી પણ તેની સાથે તેનો મિત્ર સ્નેહપ્રતાપ અને રાણી લાજવતી નામે બીજા બે ધુર્તો પણ સામેલ છે અને તેઓ ત્રણ જણ મળી આ બંગાળાને કંપાવી રહ્યા છે તે વાત તો આપ જાણોજ છો. એમની પાસે નૌકા, મોટાર અને સાધારણ ગાડીઓ તો હંમેશા તૈયારજ રહે છે, પછી તેઓ ક્યાં પલાયન કરી ગયા તે શી રીતે દર્શાવી શકાય? પણ મારી એમ ધારણા છે ખરી કે તેઓ ઘણે ભાગે આવતી કાલે પુનઃ અહીં ચંન્દ્રનગર આવવાની અભીલાષા રાખે છે અને અહીંથી તેઓ બહુધા સાત દીવસ પછી કારીકલ જવા માટે રૂપડી જશે!"

આ વાતચિત ચાલતી હતી તે સમયે નયનચન્દ્ર ક્યાંક ચાલ્યો ગયો હતો એમ જણાતું હતું; તે પાછો ત્યાં આવીને ઉપસ્થિત થતાંજ કિશોરે તેને એક ગુપ્ત સંજ્ઞા કરી, તે સાથેજ પોલીસોએ આવી લિલાધરને બંદિવાન બનાવી લીધો! હોટલની નીચે ચુમ-ચારે બાજુથી બંધ ગાડી-ઉભી હતી! લીલાધર ત્રીવેદીને તેમાં બેસાડી પોલીસો ગુપ્ત રીતે તેને મેયો જેલ તરફ લઇ ગયા. ચન્દ્રનગરમાં જ્યાં ત્યાં લિલાધર ગુમ થયાના વર્તમાન પ્રસરી ગયા અને સમસ્ત જનતા એ એકજ વર્તમાનમાં લીન બની ગઇ!



## પ્રકરણ:—૧૦ મું.

### ભિષણ સંકટ.

—(૦)—



આકાશમાં પ્રભાતકાળનો મંદમંદ પ્રકાશ વિસ્તરેલો હતો! ભગવાન આદિત્ય નારાયણની સ્વારી પોતાના પ્રવાસનો પ્રારંભ કરી ચુકી હતી અને થંડો પવન શાંત ગતિએ વિસ્તરી રહ્યો હતો. મહાસાગરનું જળ જાણે દેવાંગનાએ ભુમિ ઉપર પાથરેલો સ્વચ્છ ગાલિચો હોયની તેનો ખ્યાલ આપતું હતું, તે સમયે ચન્દ્રનગરની પાસે બંગાળી ઉપસાગરને કાંઠે આવેલા સેંટજ્યોર્જ બંદરમાં એક સુંદર નૌકા આવીને ઉભી રહી, આ નૌકામાંથી કિશોરકાન્ત અને નયનચન્દ્ર બન્ને નીચે ઉતરી ભુમિ ઉપર ઉભા રહ્યા અને પ્રકાશની પ્રભુતાનો આસ્વાદ લેતા આમથી તેમ ફરવા લાગ્યા—એટલામાં એક નૌકા ઉપર કિશોરની દ્રષ્ટિ પડી. નૌકા ઉપરનો ૩૬૮૫ નંબર જોતાંજ કિશોરનું હૈયું હર્ષથી ઉછળવા લાગ્યું, તેણે ચન્દ્રનગરથી નીકળ્યા પહેલા પોતાના ગુપ્તચરો મારફત એ માહિતી મેળવી રાખી હતી કે સરસ્વતિપ્રસાદવાળી બદમાસોની કંપની સેંટજ્યોર્જના એક શ્રીમંત ધનીકનું ગૃહ લૂંટવા માટે આવતી કાલે ૩૬૮૫ નંબરવાળી નૌકા દ્વારા સેંટજ્યોર્જ જવા ઇચ્છે છે. આજ ગુપ્ત સમાચારો પોતાને પ્રાપ્ત થવાથી કિશોર ખાસ આજે પ્રાતઃકાળેજ અહીં આવી પહોચ્યો હતો. પેલી નૌકા તરફ પુનઃ દ્રષ્ટિ નાંખતા તેણે

નયનચન્દ્રને ઉદ્દેશીને કહ્યું, "વત્સ! જો આપણે જે શયતાનોની શોધમાં આપણો સમય વ્યતિત કરી રહ્યા છીએ તેજ ધુરંધર ધુતૌ આજે પોતાની નૌકા દ્વારા અત્રે આવી પહોચ્યા છે. જો આ ૩૬૮૫ નંબરવાળી નૌકા તથા એજ નંબરની નાની યાંત્રિકા નૌકા (સ્ટીમર) તે બદમાસોની છે!

"જો એમજ હોય તો પછી સમજો શત્રુઓ આપણા હસ્ત માંજ આવી ગયા છે. હું આજે રાત્રીએજ એ નૌકામાં કિંવા યાંત્રીક નૌકામાં જઇ તેમની યથાસ્થીત દશા કેવા પ્રકારની છે તે જોણી લઇશ!"

"પણ આ સમયે તને આવા ભયાવહ કાર્યમાં પ્રવૃત્ત કરતા મારો પ્રાણ કંપે છે. કારણ કે એકવાર તું શત્રુઓના હસ્તમાં પકડાએલો હોવાથી તેઓ તને બરાબર ઓળખી ગયા છે. કદાચીત તારા ઉપર કોઇ ફરી આપત્તિ આવી પડે તો?"

"એનું કારણ મારી અસાવધાન વૃત્તિજ હતી. મારે જાણવું જોઇતુ હતું કે હું તમારી સાથે એક ભિષણ કાર્યમાં પ્રવૃત્ત થયો છું એટલે મારે બીજા પ્રવાસીઓની માફક ગમે તેમ ભમવું જોઇતું નહોતું અને ગમે તે વ્યકિતપર વિશ્વાસ રાખી તેની સાથે મિત્રભાવનું વર્તન પણ નહિજ રાખવું જોઇતુ હતુ!"

"ઠીક, જો એમજ છે તો મારી આજ્ઞા છે; જાઓ અને ફતેહ કરો. પણ સ્મરણમાં રાખજો કે તમો એક ભયંકર ટોળીના કારસ્થાનો જાણવા શત્રુની ગુફામાંજ જવાનું સાહસ કરો છો. તમારા હૃદયની એક પણ વાત શત્રુઓ જાણી નહિ જાય તે લક્ષમાં રાખજો, જેથી પુનઃ તમારી દુર્દશા થવાનો પ્રારંભ નહિ આવે!"

નયનચન્દ્રે અને કિશોરે પ્રાતઃ આહાર અને ભોજન સેંટ જ્યોર્જની એક પ્રખ્યાત હોટલમાં કરી લીધું. અને રજનીનો પહેલો પ્રહર થતાં સુધીનો સમય ત્યાંજ વ્યતિત કરી દીધો. ચારે દિશાનો પ્રકાશ જ્યારે લય પામી ગયો અને અંધકારનો વિસ્તાર વિશ્વમાં વ્યાપી રહ્યો ત્યારે નયનચન્દ્ર દસ્યુઓની–બદમાસોની નૌકા તરફ જવાને ઉપસ્થિત થયો. નયનચન્દ્ર ધીમે ધીમે પ્રથમ દુષ્ટોની નાકા પાસે આવી પહોંચ્યો પરંતુ નૌકા શાંત અને નિર્જન જણાઇ આવી! ત્યારે તેણે નૌકાની પાસેજ ઉભેલી સ્ટીમરમાં પ્રયાણ કરવાનો વિચાર કર્યો, રાત્રી હોવાથી સ્ટીમરનું અગ્ર દ્વાર બંધ હતું અને તે સિવાય અંદર જવાને બીજો માર્ગ નહોતો. એટલામાં અચાનક સ્ટીમરનું દ્વાર ખુલી ગયું અને તેમાંથી એક મનુષ્ય બહાર નીકળી ગામ તરફ પ્રયાણ કરી-ગયો. નયનચન્દ્ર આજ માર્ગે સ્ટીમરમાં ધુસી ગયો અને ધીમે ધીમે કોઇ ન જાણી શકે તેમ આમથી તેમ દ્રષ્ટિ નાંખીને સર્વત્ર અવલોકવા લાગ્યો!

સ્ટીમરની અંદરની મનોમુગ્ધકર શોભાથી નયનચન્દ્રનો આત્મા ખરેખર શાંત બની ગયો અને તેને જાણે પોતે કોઇ દ્રવ્ય સૃષ્ટિમાં વિહાર કરતો હોય તેમ લાગ્યું. એટલામાં વિજળીના દિપકો એકદમ શાંત ગઇ ગયા, સર્વત્ર અંધકાર પ્રવર્તી ગયો અને ક્ષણ પહેલાં દેવ દુર્ગતુલ્ય ભાસતું યાંત્રીક નૌકા (સ્ટીમર) ગૃહ ભયજનક જણાવા લાગ્યું. તેજ ક્ષણે નયનચન્દ્રના વાંસામાં જોરથી એક એવો ભયંકર આઘાત થયો કે તે ત્યાંજ ઢળી પડયો! તેણે પોતાની સામે ઉભેલા એક દિર્ઘકાય માણસને નીહાળ્યો, ટ્રેનમાં પોતાને મળેલા મૌલવીની -અને આ માણસની પ્રતિકૃતિમાં તેને કશો પણ અંતર જણાયો નહિ!

તેવોજ તેણે પલાયન કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તેને સફળતા મળી નહિ ! તેની સામે જે મનુષ્ય ઉભો હતો તે સરસ્વતિ પ્રસાદ પોતેજ હતો. તેની કાયા દિર્ઘ અને વિશાળ હતી. બાહુ લાંબા હતા, અને આંખો પિશાચના જેવી ઘાતકી હતી. નયનચન્દ્ર ઉઠે તે પહેલાં તેણે તેના મસ્તિક પર એવો જોરથી આઘાત કર્યો કે તે સાથેજ નયનચન્દ્રની શુદ્ધિ નષ્ટ થઇ ગઇ. તેની શુદ્ધિ નષ્ટ થતાંજ સરસ્વતિપ્રસાદે તેને એક ઘોર નિશા પુર્ણ ઓરડામા બંદિવાન બનાવી દીધો ! આ સમયે કિશોર સ્ટીમરની બ્હારજ થોડા અંતર પર ઉભો હતો, સરસ્વતિપ્રસાદ અને નયનચન્દ્ર વચ્ચેની મારામારી જોતાંજ કિશોરને ઘણો ક્ષોભ થયો અને તે બોલ્યો, "ઓહ ! ઘણી સાવધાની રાખ્યા છતાં પણ નયનચન્દ્ર પાછો શત્રુઓના હસ્તમાં બંદિવાન થઇ ગયો. એ ઘણી દુર્દૈવી ઘટના થઇ! જો દુષ્ટો એમ પારખી લેશે કે, નયનચન્દ્ર એ ડિટેકટીવ છે અને પોતાના છલ કર્મોનો નાશ કરવાનો તે પ્રયત્ન કરે છે તો અવશ્ય તે તેમનો પ્રાણ લીધા વિના રહેશે નહિ ! આ વિપત્તીમાંથી નયનચન્દ્રને મુકત કરવા માટે કોઇ પણ પ્રકારે નૌકામાં પ્રવેશ કરવોજ હિતાવહ છે !" આવો દૃઢ વિચાર કરી કિશોરકાન્ત સ્ટીમરમાં પ્રવેશ કરવાનો યથાનુકુલ સમય જોવા લાગ્યો, એટલામાં નયનચન્દ્રના નાકામાં ગયા પહેલાં જે માણસ સેંટજ્યોર્જ ગામ તરફ ગયો હતો, તે પાછો આવતો કિશોરકાન્તને જણાયો ! તે મનુષ્યને દેખતાજ કિશોર આગળ ધસી ગયો અને તેણે તેના શિર ઉપર એક પ્રબળ જોરથી એવો આઘાત કર્યો કે તે સાથેજ તે નિર્દોષ માનવી ભુમિ ઉપર ઢળી પડયો ! કિશોરે તેને ઉંચકી લીધો. એ જે નૌકાદ્વારા પોતે અહીં આવ્યો

હતો તેજ નૌકામાં તેને લઇ ગયો. નૌકાના ઓરડામાં આવ્યા પછી દિપકના પ્રકાશમાં કિશોરે તે માનવીના વસ્ત્રો ધારી ધારીને નિહાળવા માંડયા તથા તેના શરીરનો રૂપરંગ પણ બરાબર જોઇ લીધો! કિશોરની પાસે વેશ બદલવાના સઘળા સાધનો તૈયાર હતા. કિશોરે તરતજ પોતાનું મુખ સાધારણ શ્યામરંગથી રંગી નાંખ્યું અને પોતાના વસ્ત્રો ઉતારી દઇ પેલા બેશુદ્ધાવસ્થામાં પડેલા મનુષ્યના વસ્ત્રો ઉતારી પોતે પહેરી લીધા. કિશોરકાન્તનું સ્વરૂપ સ્ટીમરની યંત્રભઠ્ઠીમાં કોલસા પુરનારા ખારવા જેવુંજ બની ગયું! તત્પશ્ચાત તેણે પ્રસ્તુત બેભાન ખારવાને સારવારને માટે ડોકટરને સ્વાધીન કરી દીધો અને પોતે સ્ટીમર તરફ જેમ બને એમ ત્વરાપૂર્વક પ્રયાણ કરી ગયો!

સ્ટીમરના દ્વારપરજ સરસ્વતીપ્રસાદ ઉભો હતો. જેવો કિશોરે અંદર પગ મૂકયો તેવોજ સરસ્વતીપ્રસાદ ક્રોધથી ગર્જના કરતો બોલ્યો, "વિશ્રામ! સ્ટીમર ઉપડવાને હવે માત્ર ચાર કલાકનોજ અવસર અવશેષ છે તો પણ ભઠ્ઠામાં હજુ કોલસાનું ઠેકાણું નથી. તું દીવસે દીવસે વધારે બેદરકાર થતો જાય છે, સ્મરણમાં રાખ! શયતાન! જો ફરી તારે હસ્તે આવી ભુલ થશે તો તને હમેશને માટે આ નૌકાપરથી દુર કરવામાં આવશે! જા! કમબખ્ત! સત્વર તારૂં કાર્ય પૂર્ણ કર!"

સરસ્વતીપ્રસાદના આવા ઉગ્રવચનો સાંભળી કિશોર કંપવા લાગ્યો! તેણે વીચાર કર્યો કે માત્ર ચારજ કલાક પછી આ સ્ટીમર અહીંથી પ્રયાણ કરી જવા ઇચ્છે છે. જો એટલા સમયમાં હું અને નયનચન્દ્ર અહીંથી મુકત થવાનું સદભાગ્ય નહી મેળવી શકીશું તો

અવશ્ય અમે બંન્ને બંદિવાન બની જઇશું! અને જો શત્રુઓ એમ પારખી જશે કે હુંજ પોતે કિશોરકાન્ત છું તો તો પછી તેમની ચિંતાનું કોઇ કારણુજ રહેશે નહી અને તેઓ અ શ્ય અમારા પ્રાણુજ લેશે. કારણ કે:—

પુરાયો શત્રુ પિંજરમાં દઇ તેને ફરી મૂકિત
જીવન ભયને જીવીત રાખી ન જંપે કોઇ આ જગમા
પછી શયતાન નિજ હાથે પડયો હું જાણુશે એ તો
જરૂર મુજ પ્રાણુ પણુ હરશે ભર્યું જ્યા ઝેર રગરગમાં
ન એવો મૂર્ખ પૃથ્વિમાં હશે આપત્તિ શીર આણી
કુહાડી હાથથી લઇને કદાપી મારશે પગમા!

કિશોરકાન્ત હજી આવા વીચારો કરે છે, ત્યાં તો સ્ટીમર-બેલ ગર્જી ઉઠયો: બોઇલરના અવાજો સંભળાવવા લાગ્યા અને સ્ટીમર ઉપડી ગઇ!

# પ્રકરણ:—૧૧ મું.

## નયનચંદ્રનો ન્યાય.



કિશોરકાન્ત સ્ટીમરના એકદમ ઉપડવાથી આશ્ચર્યમાં પડી ગયો, પરંતુ એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નહોતું. સ્ટીમરના યંત્ર સંચાલકે વિશ્રામની ઘણી રાહ જોઇ પરંતુ તે જ્યારે જલદીથી પાછો નહિજ આવ્યો, ત્યારે તેણે એક બીજા કોલસાવાલા ખારવા પાસે ભઠ્ઠીમાં કોલસા નખાવી દીધા અને મશીન ચાલુ કરી દીધું

સમુદ્રના ઉદરપર નૌકા વેગપૂર્વક દોડવા લાગી! આસપાસનું જલ શ્યામતા ધારણ કરી નૌકાની આસપાસ ચક્રાકારે ફરવા લાગ્યું! કિશોર, વિશ્રામ ખલાસીના રૂપમાંજ સ્ટીમરમાં આવ્યો હતો તે તરતજ ત્યાંથી ખલાસીઓના ઓરડા તરફ પ્રસ્થાન કરી ગયો. આ ઓરડામાં પણ માણસોને રહેવાને માટે નાહના નહાના ઓરડા બનાવેલા હતા અને ફક્ત ત્રણજ ખારવા તેમાં રહેતા હોય એમ જણાતું હતું. કિશોરે પોતાનું સ્વરૂપ ગમે તેટલું બદલી નાંખ્યું હતું તો પણ આ ખારવાઓની આગળ તેનો પ્રપંચ ઢાંકયો રહ્યો નહિ! કિશોરની બધી ચાલાકી અહીં ઉંધી વળી ગઇ અને તેમણે તેને એક અપરિચીત માણુસ તરીકે પારખી લીધો. તેવીજ કિશોરે પોતાની પિસ્તોલ ખીસામાંથી બહાર કાઢી અને તે બન્નેની સામે તાંકી રાખતા કહ્યું, "યાદ રાખો! તમારા મુખથી જો આ મારો પ્રપંચ જરા પણ પ્રકટ થયો તો પહેલો હું આ પિસ્તોલની ગોળી વડે તમારો ભોગ લઇશ, હું પોલિસ ઓફિસર છું અને તમારી સ્ટીમરમાં પ્રવાસ કરતા એક ધુર્તને પકડી બંદિવાન બનાવવા માટે અહીં ઉપસ્થિત થયો છું!"

કિશોરનું ભિષણ સ્વરૂપ જોઇ પેલા ખારવાઓ કંપવા લાગ્યા અને તેમણે કિશોરને એ ગુપ્ત વાતનો કોઇની આગળ પ્રકાશ નહિ કરવાની ખાતરી આપી. કિશોરની સાથે એકજ દિવસમાં એ ખારવાઓને ઘણી મિત્રતા થઇ ગઇ! બીજે દિવસથી તેણે નોકામાં પોતાની તપાસનો પ્રારંભ કરી દીધો અને તે શત્રુઓની પ્રવૃત્તિને અવલોકવા લાગ્યો, આખી સ્ટીમરમાં તે બાળચન્દ્ર જાગીરદારનો તો કોઇ પણ સ્થળે પત્તો મેળવી શક્યો નહિ. પણ રાણી લાજવતી,

સરસ્વતીપ્રસાદ અને સ્નેહ પ્રતાપને તેણે સારી રીતે ઓળખ્યા. રાણી લાજવતીને કિશોરે ઘણા સમયથી એક આદર્શ રમણી તરીકે ઓળખતો હતો અને તેને તે ધુર્તોની અગ્રગામીની હોવા છતાં આદરની દ્રષ્ટિએ અવલોકતો હતો, સ્નેહપ્રતાપને પણ તે સારી રીતે જાણતો હતો. કારણકે સ્નેહપ્રતાપ રાણી લાજવતીનો દૂરનો સગો થતો હતો આ બન્નેને અવલોકવાથી કિશોરકાન્તને કશું પણ આશ્ચર્ય થયું નહિ, પરંતુ સરસ્વતિપ્રસાદને જોતાંજ તેને ઘણો ક્ષોભ થયો ! સરસ્વતીપ્રસાદ લાહોરનો જાણીતો ધુર્ત હતો અને ધાડો પાડવાના ગુનાહ માટેજ તેને દસ વર્ષનો કારાવાસ પ્રાપ્ત થયો હતો. આ કારાવાસની સજામાથી તે કારાગૃહ તોડીને અહીં પલાયન કરી આવ્યો હોવો જોઇએ એવી કિશોરે કલ્પના કરી લીધી, એક દિવસ તેણે આ પ્રમાણે સ્ટીમરસ્થ માણસોની ચિકિત્સા કરવામાં વ્યતિત કર્યો, બીજે દિવસે તેણે નયનચન્દ્રની તપાસ કરવા માંડી ! નિર્દોષ નયનચન્દ્ર સરસ્વતિપ્રસાદને હસ્તે પુનઃ ભયંકર આપત્તિમાં આવી પડયો હતો ! તેના પ્રહારથી નયનચન્દ્ર બેશુદ્ધ બની જ્યારે ભુમિ પર ઢળી પડયો ત્યારે તેણે તેને એક ઓરડામાં બંદિવાન તરીકે પુરી દીધો હતો. એ ઘટના આપણે જાણીએ છીએ. ચારેક કલાક પછી તેને ત્યાં શુદ્ધિ આવવા લાગી. છ કલાક પછી તો તે પુરેપુરો સાવધ બની ગયો. આ વખતે તેને માલમ પડયું કે, પોતે એક નિશાપૂર્ણ ઓરડીમાં પડેલો છે અને મહાસાગરનું જલ કાપતી નૌકા અત્યંત વેગપૂર્વક પ્રયાણ કરી રહી છે. આવા વિચારો તેના મનોગત થતાંજ તે ઉઠયો અને તેણે પોતાના શીરપરના અવ્યવસ્થિત થએલા કેશ સરખા કર્યા. એટલામાં તેની દ્રષ્ટિ એક વાતાયન-બારી ઉપર પડી, તેણે

તરતજ આગળ જઈ તે વાતાયન-બારીને સ્પર્શ કર્યો અને તેને ઉઘાડી નાંખી! સાગરરાજની મનોહર શોભાનો દેખાવ ત્યાંથી સારી રીતે દ્રષ્ટિએ પડતો હતો. આકાશમાં ચન્દ્રની સુમધુર જ્યોત્સ્નાનો વિસ્તાર થએલો હતો અને તેની છાયા મહાસાગરમાં પડતી અવલોકાતી હતી, સાગરમા ઉઠતા સુલલિત જલ તરંગો આંખોને અનુપમ દ્રષ્ય પુરૂં પાડતા હતા. આ ચન્દ્ર જ્યોત્સનાનો મોહક પ્રકાશ વાતાયન દ્વારા અંદર આવતો હતો. નયનચન્દ્ર તે પ્રકાશમા જઈને બારી ઉપર અઢેલીને ઉભો રહી બહારની શોભા નિહાળવા લાગ્યો. તેણે ત્યાથી કોઈ રીતે મૂક્તિ મળી શકે તો તે પ્રમાણે પોતાની કાયાને મૂક્ત કરવાને અર્થે પ્રયત્નો કરવા માડયા! પરતુ ત્યાથી મૂકતી મેળવવી શી રીતે ? એ શકાનો વિષય હતો. કારણ કે નીચે જલ પ્રદેશનોજ માત્ર વિસ્તાર હતો અને ત્યાંથી જમીન પર જઈ સકાય એવો કશો પણ માર્ગ નહોતો તેણે મહાસાગરમા કુદી પડવાનો પણ વિચાર કર્યો; પરંતુ તેમ કરીને પણ શું કરવું ? નયનચન્દ્રના હૃદયમાં આ પ્રકારે વિચારોનું સામ્રાજ્ય વિસ્તરી રહ્યું હતું અને તે એક પ્રકારની તંદ્રામાં પડયો હતો. એટલામા તેના ઓરડાનું દ્વાર ખુલી ગયું. સરસ્વતીપ્રસાદ અંદર આવ્યો અને તેણે પુનઃ તેને એક ભયંકર લોહ શૃખલા વડે બાંધી લીધો! આ પ્રકારે બંદિવાન બનાવી સરસ્વતીપ્રસાદ તેને એક ભિન્ન ઓરડામા લઇ ગયો. આ ઓરડાને સ્વનેત્રો વડે અવલોકતાંજ નયનચન્દ્રને જાણે પોતે નવી સૃષ્ટિમાં વિહાર કરતો હોયની તેમ લાગ્યું.

એ ઓરડો સ્ટીમરના પ્રમાણમાં ઘણો વિશાળ અને સુલલિત હતો, તેની ચારે ભિંતો પર બિલોરી કાચના આરસા જડેલા હતા. તેમજ ઉપર નીચેના ભાગ પણ એવાજ આરસાથી

શ્રૃંગારી લીધા હતા, એ નાનકડા દેવ દેશ તુલ્ય લલિત ઓરડામાજ વિસ. કરતા વધારે ગુલાબના કુંડા હતા અને તે દ્વારા પુષ્પોની સુગંધીથી આખો ઓરડો તર થઇ રહ્યા હતો, એ ઓરડામાંજ એક સુંદર પલંગપર નેહપ્રતાપ પડયો પડયો એક વર્તમાન પત્ર વાચતો હતો અને બીજી તરફ એક ખુરસીપર અમારા પાઠકોની પૂર્વ પરિચિતા રાણી લાજવતી દેવી બિરાજેલી હતી. નયનચન્દ્રને લાજવતીની સામે ઉભો રાખી સરસ્વતિપ્રસાદ પણ ત્યાજ એક ખુરસી પર બેઠો નયનચન્દ્રના મુખપ્રત્યે એકવાર દષ્ટિપાત કરી લાજવતીએ તેને સૌમ્ય અને કોમલ શબ્દોમા કહ્યું, "વત્સ નયનચન્દ્ર! મને સ્વપ્ને પણ એવી આશા નહોતી કે મારીજ નૌકા પર તને જીવંતાવસ્થામા પુન. અવલોકવાનું દુર્ભાગ્ય મને પ્રાપ્ત થશે ! અમે તો એમજ ધારતા હતા કે તું હુગલીના અનંત જળમાં પડી ને અવિનાશીના અક્ષયધામનોજ નિવાસી થઇ ગયો હશે ! પણ હું તને પુનઃ સદેહે નિહાળું છું એ શું!"

"એમા આશ્ચર્ય પામવાનું લેશ પણ પ્રયોજન નથી!" નયનચંદ્રે ઉત્તર આપ્યો. તેણે વિચાર કર્યો કે લાજવતી મને ઓળખી ગઇ છે તો ખરી; તો પછી હવે અહીં અસત્ય બોલવું અને હું નયનચન્દ્ર નથી એમ કહેવું, એ સર્વથા મિથ્યાજ છે. આમ વિચાર કરી તેણે આગળ ચલાવ્યું, "તમે મૌલવીના રૂપમાં મારા આયુષ્યનો અંત લાવવા માટે તમારા ગુપ્તચરને મારી પાછળ મોકલી આપ્યો હતો! પરંતુ દિનદયાલ સર્વ શક્તિમાન પ્રભુ તેની પણ પાછળ પાછળ ફરતો હતો. તે મને ભુલી શકયો નહિ અને તેણે ગમે તે પ્રકારે મને બચાવી લીધો, તમે મારો જીવ લેવા ઘાતકી કર્મ આદરવા તૈયાર

થયા પણ ઇશ્વરે મારૂ મૃત્યુ આટલી ઉમરમા જલમા પડીને થવાનું જો નહિજ સુજ્યું હોય તો પછી એવો કોણ બળવાન મનુષ્ય હશે કે જે ભાવીને મિથ્યા કરી શકે.

"લખાયા લેખ કિસ્મતના પ્રયત્ને તે ન મટનારા
પ્રબળ પ્રારબ્ધ પૃથ્વિમા સદા સત્તા ચલાવે છે.
વળી આ વિશ્વમા વાયુ તરૂ, વનવૃક્ષ, વેલાના
નહી પ્રારબ્ધને તાબે, જુવો પત્તા હલાવે છે,
કુશળ ને ધુર્ત વિદ્યામા હશે રત તોય તેવાને
ભુલાવીને નસીબ અંતે જરૂર ખત્તા ખવાડે છે!"

"નયનચન્દ્ર' મારી સમક્ષ ઉપસ્થિત થયા છતા પણ તું આવા બેદરકાર ઉત્તરો આપવાની હિંમત કરી શકે છે? મુર્ખ ક્ષણ બે ક્ષણ પશ્ચાત મારે હસ્તે તારો આ સૃષ્ટિમાથી અંત આવી જવાનો છે તેનું તને કશું ભાન છે? તું જાણે છે કેઃ—

જીવનની આ પળો પાછી કદાપી આવશે ના, ના
પ્રભુનું આ જગત તારે તજી ચાલ્યા જવાનું છે'
અમોથી શત્રુતા રાખી પિડયા અમને તને તેની
પુરી શિક્ષા સહી તારે નિધન શરણે થવાનું છે'
નજી સૃષ્ટિ વિધિએ આ વિવિધ વિસ્તાર વાળી તે
મૂકી તારે જીવન આજે ખરેખર! હારવાનું છે!

"એ આપનો ગર્વ મિથ્યાજ છે. કારણ કે આ સસારમાં મૃત્યુ આવ્યા વિના એક પણ પ્રાણી મરી શકતું નથી. એક પણ વૃક્ષ પોતાની ડીયસરાન તજી ભિન્ન થઇ શકતું નથી કીવા એક પણ વૃક્ષ પર્ણ શાખા ઉપરથી ખરી પડતું નથી એવી મારી દૃઢ શ્રદ્ધા છે. હું તમારો બંદિવાન છું. તમારી ઇચ્છા હોય તો મારૂં શીર

શરીર ભિન્ન કરી નાખો," ઇચ્છા હોય તો દેહના ટૂકડે ટુકડા કરી નાંખો કે ઇચ્છા હોય તો મને જીવંતાવસ્થામાંજ અગ્નિમા જલાવી દો, કિંવા જળમા ફેંકી દો પણ તેથી મારી શ્રદ્ધા નષ્ટ ભ્રષ્ટ થવાની નથી કે હું મારા દઢાગ્રહમાંથી ચલિત થવાનો નથી.

"વહે આ દેહ પર ખંજર છુટે શીર પર હજારો શર
ગળે આખું શરીર અજગર ન તરે તોય અભિલાષા
જલાવો અગ્નિમા કાયા મૂકાવો પ્રાણની માયા
ડગે આ દેહના પાયા છતા મુજ એક છે ભાષા.
કદી અંગાર પણ બરસે મરે તન આ ભલા તરસે
ન નિર્બળતા દિલ સ્પરશે પુનાવા આપવા શા, શા !"

"નયનચન્દ્ર ! તું જેવો સ્હોજીલો યુવાન છે, તેવાજ તારી વાણીમા પણ વિચારી પ્રાગ્ન છે પણ તને ખબર છે કે, આનું પરિણામ તારો નિર્વાણ છે ? મૂર્ખા !

"સ્વહસ્તે દેહ સુંદર આ નકામી અગ્નિમા નાખી
મરે વણમોતનો જગમા જીવન શું શુષ્ક છે એવું !
વૃથા હઠથી સ્વકાયાને પરાણે કષ્ટમા દાટી
દુખી દુનિયા વિષે થઇને નકમુ કષ્ટ કાં સ્હેવું !
ભરી અજ્ઞાન નિજ સાથે પીવું ? ઝેર નિજ હાથે
નિધનને ભેટવા બાથે જવામા શાણ પણ કેવું !"

"ત્યારે આપ મને શું રસ્તો બતાવો છો ? હું આપનો શત્રુ છું ? ના. તમે મને તમારો શત્રુ માનો છો. કારણ કે હું પોલિસ ખાતાનો જન શાંતી સરંક્ષક મનુષ્ય છું અને તમે જનશાંતી વિદ્ધંશક વનિતા છો. આજે હું તમારા હસ્તમાં આવ્યો છું એટલે તમે મારો પ્રાણ પણ લેશો એ નક્કીજ છે. કારણ કે:-

પડયો જ્યાં શત્રુ નીજ જાળે પછી તેના ઉપર પાછી
દયા દેખાડતા એવા જગતમાં નાન્નથી કોઇ!
ન આજે પ્રેમ છે હૈયે તમોને શું પછી કહીએ
સફળ દરવેશને દુષ્ટો રહ્યા જ્યા સ્વાર્થને રોઇ!
હવે ભય છે ન ઉરમા કે મરણનો ધાક પણ મારે
ફરી મેં વિશ્વમા સત્રળે અચિત અવની લીધી જોઇ!"

એટલે હવે મારો દેહાત થવાનોજ છે એ હું સારી પેઠે જાણી ગયો છું! આપના કબ્જામા હું ઉભો છું. ઇચ્છા હોય તો તલવાર ચલાવો અને આ ધડ અને શીર જુદા કરી નાખો.

હૃદયની હોય આશા તો ખુશીથી આપ તલવારે
હણો આ કંઠને તેમા ન મારે કાંઇ છે દાવો?
વિચારી વિશ્વમા સઘળા કર્યા મેં કર્મ મુજ હાથે
પછી એ કૃત્યનો મારે ખરો શું હોય પસ્તાવો?
ઘડેલા આચરણ હાથે મળે તેના ફળો ત્યારે
ખ્વિકારીશ હું ગણી મ્નણે જરગો આ સ્વર્ગનો લ્હાવો!"

'નહિ નહિ નયનચંદ્ર! તું જાણતો નથી કે હું દસ્યુ કાર્ય કરનારી છું; તથાપિ નિષ્કારણ કોઇના પણ પ્રાણ લેવાનું હું પસંદ કરતી નથી તેમજ બકાયે કોઇની સંપત્તિ લૂંટવાની પણ મને ઇચ્છા થતી નથી મેં માત્ર મારા એક જન્મ શત્રુનું વૈર વાળવા માટેજ આ બિભત્સ કૃત્યનો પ્રારંભ કર્યો છે અને તેજ કૃત્ય માટે મારે સખ્યબંધ મનુષ્યોને મારી ને ફરીમા રાખવા પડયા છે. આ બધાના પરિપોષણ થેજ જ્યારે મને દ્રવ્યની જરૂર પડે છે ત્યારે ત્યારે હું માત્ર ધનવાનોના ધનકોપનોજ બાર હલકો કરૂં છું. તે સિવાય કોઇ

પણ માણસનો પ્રાણ મારા હસ્તથી જતો નથી. 'કારણ કે'—

"જગત આ તાતનું ઘર છે કુટુંબી આપણે તેના
ભિષણ હત્યા અહીં કરવી ગણું છું પાપ હું તેને !
છતાં જ ધ્યેયની આડે ચઢે છે મુર્ખ જે પ્રાણી
હરી તેના જીવન ધનને દઉં સંતાપ હું તેને !
ન કારણ હોય તો હસ્તે પરાયા પ્રાણ રગદોળી
અનર્થો એ ખચિત સઘળાં ગણું મહાપાપ હું તેને !
અને દુષ્કૃત્ય મુજ હાથે ઘડે તેની ક્ષમા માટે
નમું શીર આ નમાવીને જગતના બાપ હું તેને !"

"એ તમારી પ્રસંશનીય ઉદારતા છે અને તમે કહો છો તેવીજ તમારા અંતરની પણ ભાવના હશે તો જરૂર દયા ઘન પ્રભુની તમારા ઉપર કૃપા ઉતરશે. કેમકે:—

સદા સત્કૃત્યથી જેનું જીવન જગમાં વિતે તેને
અનુપ આનંદ અર્પીને પ્રભુ તેની કરે રક્ષા !
ભલાઇનો ભલો બદલો સુજ્યો સંસારને માટે
સૃજી ધાગ ધરાના એ પ્રભુ તેની કરે રક્ષા !
પરસ્પર પ્રેમથી જેના હૃદય પરિપૂર્ણ છે એવાં
સુજન જે સૃષ્ટિમા એવાં પ્રભુ તેની કરે રક્ષા !'

"જો તન મારી સુજનતામા એટલો બધો વિશ્વાસ છે તો પછી તું શા માટે મારા વિરોધ કરીને આ ભયંકર સાહસમાં હસ્ત નાખે છે! નયનચન્દ્ર તું ધીર અને ઉત્સાહિ યુવક છે, તારા માલિક કિશોરકાન્તને પણ અમે મરણાધિન બનાવી દીધે છે, અને હવે તું સંસાર અરણ્યમા એકલો પડયો છે માટે તારા સ્વામીની નોકરી તજી દઇને તું મારે શરણે આવી મારા કાર્યમાં

મદદ કર! તોજ તને જીવતદાન મળશે! જો મારી આજ્ઞા તું માન્ય રાખશે તો હું તારા પ્રાણની મારી જીવન પિપાશા પૂર્ણ થયા પછી પણ મારા જીવનની અંતિમ ઘડી સુધી રક્ષા કરીશ! બોલ શી ઇચ્છા છે!"

લાજવતીના આ શબ્દો સાંભળી સ્નેહપ્રતાપ અને સરસ્વતિ પ્રસાદ બંને એક બીજાની સામે આશ્ચર્યથી જોવા લાગ્યા, છેવટે સરસ્વતિપ્રસાદે મૌન્ય તોડયું અને તે બોલ્યો, "લાજવતી દેવી! આ તમે યોગ્ય નથી કરતા, મેં તમારી સેવામા મારી જીંદગી અર્પણ કરી છે ત્યારથી એક પણ દિવસે મેં તમારા કાર્યનો ઘોર વિરોધ કર્યો નથી આજે પણ મારી એવીજ ઇચ્છા હતી કે, મારે તમારી વાતમા એક શબ્દ પણ ન ઉચ્ચારવો જોઇએ; પરંતુ જ્યારે તમે અમારા સઘળાના પ્રાણ જાય એવીજ વાતો કરો છો ત્યારે મારે બોલવું પડે છે! શું તમે આપણા શત્રુનેજ આશ્રય આપવા ઇચ્છો છો? નથી જાણતા કે આ નિર્ભાગી નર પિશાચ જલાશાયી થયા છતા પણ પાછો જીવતો નીકળી શક્યો છે, તે ફરી આપણનેજ ડંશ નહિ આપે? એ શયતાનને તો આ સમયે જલમાં ડુબાડીને કિંવા અગ્નિમા જલાવીનેજ મારી નાખવો જોઇએ. કારણ કે:—

દયા થઇ જો કુપાત્રે તો, કૃપા કરનારની કાયા,
નરાધમ તે ધરી પોતે, હણે નિજ હાથથી નક્કી.
જગતમા છે જનો એવા, ભુલી ઉપકાર હેતેથી,
વિલક્ષણ વૈર તે દુષ્ટો, કરે જગ નાથથી નક્કી.
અને શયતાન એવા જો. રહ્યા નિજ આશ્રયે આવી,
દુખો એવા અધર્મિના, વધે સંગાથથી નક્કી."

'સરસ્વતિપ્રસાદ ! બસ કરો તમારા મુખથી એક પણ વાર્તા સાંભળવા હું નથી ઇચ્છતી તમે મારા સેવકો છે અને જે પ્રમાણે હું આજ્ઞા કરૂં તે પ્રમાણે વર્તવા તમે બંધાયા છો, યાદ રાખો, વિના કારણ માનવ હિંસાને હું ઘોર મહાપાતક સમજું છું. અને એવા કાર્યોને હું મહાપાપ ગણું છું, હું ચોક્કસ કહું છું કે જો મને પહેલાંથી ખબર હોત કે તમે ડિ. પો. કમિશ્નર મી. કિશોરકાન્તનો અને તેના સહયોગી નયનચન્દ્રનો પ્રાણ લેવા ઇચ્છો છો તો હું જરૂર તમારી ઇચ્છાનો વિરોધજ કરત. પણ શું કરૂં ! હું પ્રથમ એ વાત જાણતી નહોતી ! તમે અને હસ્ને પ્રતાપેજ દગાથી માલવીના વેશમાં ટ્રેનમાં ઘુસી જઇ ચાલતી ટ્રેને નયનચન્દ્રને હુગલીમા નાંખી દીધો અને કિશોરને પણ કપટથી નૌકામાં બેસાડી મધ્ય સરિતામાં લઇ જઇ તેનો ઘાત કર્યો ! બતાવો ! એથી તમોને શો લાભ થયો ! મને નથી સમજ પડતી કે તમે આમ માનવ રકતના તરસ્યા કેમ બનો છો ! અને જો કદાચ મારે કિશોરકાન્તને દૂર કરવોજ હોત તો હું સ્વયં તમને તેવી આજ્ઞા કરીજ દેત ! શા માટે તમે મારી આજ્ઞા વિના આવું ઘોર કામ કર્યું ? સ્નેહપ્રતાપ ! વિના કારણ પ્રાણ લેવા આજે તો ઠીક લાગે છે પણ સ્મરણમા રાખજો ! પ્રભુ દુનીયામાજ વિદ્યમાન છે અને તે દરેકને યથામતિ શિક્ષા આપેજ છે. એ મહા ન્યાયાધિશના હાથમાથી છુટી જવું અશકય છે તે જાણો છો ? ખબર નથી કે:-

રહી અદ્રષ્ય અવનીમાં પ્રભુ પૃથ્વિ તણા પાપો
નયનથી તે નિહાળે છે અને શિક્ષા પછી આપે !
દુરિત કરનારની કાયા અહી આનંદથી હર્ષે
મરણ કેડે પછી પ્રજળે જરૂર તે પ્રાણ સંતાપે !

ન સમજે લોક આ સૃષ્ટિ અરે ! છે ચાર દહાડાની
અને રૂહે છે મચ્યા મુર્ખો અહાહા ! ઘોર મહાપાપે !
પરંતુ છે ગુનાહ કોના હિસાબજ તે બધો જોઇ
પ્રભુ મહા ન્યાય મંદિરમાં હૃદય પ્રત્યેકના માપે !

લાજવતીએ આટલું કહી નયનચન્દ્રને પૂછ્યું, "બોલો નયનચન્દ્ર ! તમારી શી ઇચ્છા છે ? મારી આજ્ઞા યોગ્ય લાગે છે કે નહિ !"

"લાજવતીજી ! આપ મને ક્ષમાજ કરો; મને એક વાતનો મોટો આનંદ થાય છે કે આજપર્યન્ત હું તમોને ભયંકર ભામિની માનતો હતો; પરંતુ આજે મારી તે ધારણા પલટી ગઇ છે અને હું તમોને એક આદર્શ સંન્યાસીની માનું છું ! હું અદ્યાપિ પર્યન્ત એમજ જાણુતો હતે કે અમારો વધ કરવા ગુપ્ત રીતે તમેજ તમારા સેવકોને આજ્ઞા કરી હશે ! પણ તમે તો એ પ્રપંચથી સર્વથા મુક્ત લાગો છો ! એથીજ તમારો ડંકો આજે આખા બંગાળાને ધ્રુજાવી રહ્યા છે; તો પણ લાજવતી ! તમે આ શયતાનનું કામ છોડી દો અને મારી સાથેજ મનુષ્ય જાતિનું હિત કરવાના કાર્યમા તત્પર થાઓ ! લૂટારાનો ધધો તજી દો અને તમારી શકિતને જનસેવાના કાર્યમા અર્પણુ કરો, એમજ તમારૂં પરમ શ્રેય થશે અને તમારી કિર્તી દશે દિશામાં વ્યાપી જશે ! અલબત્ત આ ભયંકર કામોથી પણ તમે શાક્તિ-કિર્તી મળવી શકશો પણ-પણ આ કિર્તી કાળા અક્ષરોએ તમારી કલંકિતતા રાખતી કાયમ રહેશે, અને સુકિર્તીના અભિયોગથી તમે બંગ રમણિઓના આદર્શ થશો. બોલો શી ઇચ્છા છે ?

"નયનચન્દ્ર ! મને તમારા સાહસપ્રિય સ્વભાવ માટે આશ્ચર્ય થાય છે. તમે યમરાજાની સામેજ ઉભા રહી તેને નિંદી શકો.

છો, તમે જ્યારે મારી આજ્ઞા નથીજ સ્વિકારતા ત્યારે હવે મારો કશો ઉપાય અવશેષ રહ્યો નથી! હું તમોને તમારા જીવન સુધી કારાવાસમાજ રાખી મૂકીશ, ત્યાં રહ્યા પછી મારો પક્ષ સ્વિકારવાની ઇચ્છા થાય તો મને ખબર આપજો હું આનંદથી તમારો સ્વિકાર કરીશ, પણ યાદ રાખજો ! હું તમને શરીરે બંધનો બંધાવતી નથી. જો તમે મારા બંદિગૃહમાંથી ન્હાસવાની ચેષ્ટા કરશો તો તમોને સખ્ત લોહ શ્રૃંખલા વડે બાધી લેવામાં આવશે!" લાજવતીએ પોતાની દ્રષ્ટિ સ્નેહપ્રતાપ તરફ ફેરવી અને તેને કહ્યું, "જાઓ, આને લઇ જાઓ!"

સ્નેહપ્રતાપ અને સરસ્વતિપ્રમાદ બન્ને ઉઠયા અને તેઓ નયનચન્દ્રને લઇ કારાગૃહ તરીકે નકકી કરેલી એક ઓરડી તરફ ચાલ્યા ગયા. નયનચન્દ્રને અંદર પુરી દઇ તે બન્ને નરપિશાચો બહાર આવી સ્ટીમરના અગ્ર ભાગ પર ખુલ્લી હવામાં જઇ બેઠા, થોડીવાર રહી સ્નેહપ્રતાપ પોતાનો ક્રોધ દર્શાવતા બોલ્યો, "સરસ્વતીપ્રસાદ! લાજવતીની બુદ્ધિ દિવસે દિવસે બગડતી જાય છે. જે નરાધમને દેહાંતની શિક્ષા આપીએ તે પણ પરિપૂર્ણ નહિ થાય તેવા નરાધમને લાજવતી ક્ષમા આપે એ કેવી દુષ્ટ બુદ્ધિના વાત છે!"

"પરંતુ એ ભિષણ ભુલ થાય છે લાજવતીને હસ્તે, છતાં એનું પરિણામ આપણને બધાનેજ સહન કરવું પડશે! હું તો કેટલા દિવસથી કહું છું કે લાજવતી સ્વયં મરશે તો ખરી; પણ તે સાથે તે આપણો પણ કાળ લાવી નાંખશે એમાં કશી શંકા નથી. લાજવતીની ગમે તે ઇચ્છા હોય તોપણ નયનચન્દ્રને મેં બલિદાન બનાવ્યો છે તેનો પ્રાણ લીધા વિના હું રહેવાનો નથી. લાજવતીને પોતાના સ્વામિત્વનું અભિમાન છે પરંતુ તેને સ્વામિણી તરીકે કોણે

સ્વિકારી છે ? આપણેજ ! તો શા માટે તેની આજ્ઞાનો આપણાથી ભંગ નહિ થઈ શકે ! એ પિશાચીની નથી જાણતી કે બધાના હિતને માટેજ તેનો અધિકાર આપણે સ્વિકાર્યો છે ને ! તો એ અધિકારને ફેંકી દો અને એનેજ બંદિવાન બનાવી આ ઉપસાગરમા પધરાવી દો ! તે સિવાય બીજો ઉપાય નથી !" સરસ્વતિપ્રસાદે ઉત્તર આપ્યો.

"નહિ નહિ, સરસ્વતીપ્રસાદ ! આટલી બધી ભયાવહ સીમાએ જવાનુ કશું કારણ નથી કારણ કે જેમ લાજવતી આપણા પર અધિકાર ભોગવે છે તેમ તેનામાં આપણી રક્ષા કરવાનું પણ સામર્થ્ય છે. આપણે લાજવતીની અપરંપાર યુક્તિઓને પરીણામેજ આમ સ્વતંત્ર રહી શકયા છીએ જો લાજવતી નહિ હોત તો આપણે કિશોર જેવા કતિપિય જલ્લાદોને હાથે બંદિવાન થઇ આજે કારાગૃહમાજ પડેલા હોત તે જાણો છો કે નહિ ?"

"તો આપણે લાજવતીની આજ્ઞા જોઇએ તો નહિ ઉથાપવી, પણ તેથી શું આપણા ભયંકર શત્રુને કાયમ રાખવો ? કદાપી નહિ. આજેજ રાત્રે હું એ શયતાનના પ્રાણ તેની દેહમાથી ગમે તે પ્રકારે જુદા કરી નાખીશ, તેને ફરી આ વિશાળ મહાસાગરમા ડુબાડી દઇશ ' અને મારા હૈયાની આગ પરિપૂર્ણ કરીશ ! ત્યારેજ મારી મનોવેદના શાંત થશે ! શત્રુપર તે વળી દયા કેવી !

હણે જે પ્રાણ પોતાના સુજન પણ તોય તે શત્રુ,
પછી તેવા અધમ જનથી દયા દર્શાવવી કેવી !
હળાહળ આપતા સર્પો, પડયા જો દૃષ્ટિએ તેને,
જીવન મહાદાન દઇ પાછી, કૃપા વર્શાવવી કેવી !

ચઢયો જો, શત્રુ નિજ હાથે, પછી તેનું જીવન હરવા,
ભરી ઉરમા ભિરુતા ત્યા, કરુણા લાવવી કેવી !

"પણ હવે તે શી રીતે સાધ્ય થઈ શકશે!" સ્નેહ પ્રતાપ બોલ્યો.

"તેની ચીતા કરવાનું કશું પણ પ્રયોજન નથી, પ્રથમ મેં મૌલવીના વેશમા એને ઉપાડી સરિતાપા ફેંકી દીધો હતો એ દુર્ભાગ્યથી એ કમબખ્ત જીવીત રહી શક્યો છે પણ આ વખતે હું તેના હાથ પગ બાધી લઇશ તેના મુખ અને નાસીકા દ્વારને બંધ કરી દઇશ અને તત્પશ્ચાત તેને આ વિશાલ મહાસાગરમા પધરાવી દઇશ, પછી તે શી રીતે પુનઃ આ સંસારમાં જીવતો પાછો આવી શકશે......"

તેમની વાતચિત વચ્ચેજ સ્થંભિ ગઇ; લાજવતી દેવીને દૂરથી તેમણે ઉપર આવતી જોઇ તેવાજ તેઓ ત્યાંથી ઉઠીને પોત પોતાને સ્થળે પ્રસ્થાન કરી ગયા અને ગુપ્ત રીતે પાછા રાત્રિએ ત્યા એકત્રિત થવાનો પરસ્પર સંદેશ સંભળાવી દીધો ! નયનચન્દ્ર બંદિ ગૃહમાં એક ખુરસી પર બેઠો બેઠો લાજવતીના ઉદાર હૃદય ભાવની પ્રસંશા કરી રહયો હતો ! તે આજ પર્યન્ત લાજવતીને માનવ જાતની શત્રુ સમજતો હતો. પરન્તુ તેના મુખ દ્વારા જે ઉદગારો તેણે સાંભળ્યા હતા તેથી તેનો લાજવતી પ્રત્યેનો બધો તિરસ્કાર ટળી ગયો હતો. અને તે તેને પરમ સ્નેહમયી રમણી તરીકે ઓળખવા લાગ્યો. આજ વિચારમાં રાત્રીના આઠ વાગી ગયા એટલામા પુનઃ તેની ઓરડીનું દ્વાર ખુલી ગયું અને બે ભિષણકાય પુરુષો તે રૂમમાં દાખલ થયા. ત્યાં દાખલ થતાંજ તેમણે નયનચન્દ્રના શરીર પર

ધસારો કરી તેનું મુખ બંધ કરી દઇ વસ્ત્રો વડે તે બાંધી લીધું ! તત્પશ્ચાત તેના હાથ પગ લોખંડની સાંકળ વડે બાંધી લીધા અને તે બન્ને દસ્યુઓ-સ્નેહ પ્રતાપ અને સરસ્વતિપ્રસાદ નયનચન્દ્રને પોતાના હસ્તમાં ઉંચકી લઇ બહાર આવ્યા, સ્ટીમરના તુતક પર જઇ પુનઃ તેમણે આડી અવળી બે ચાર સાંકળો વડે તેને બાંધી લીધો અને પછી અવાજ ન થાય તે માટે તેમણે ધીમે ધીમે બદ્ધ નયનચન્દ્રને જલમાં પધરાવી દીધો ! વિશાળ જળ તરંગોમા નયનચન્દ્રની દેહ આમથી તેમ તણાવા લાગી. તેણે બુમો મારવા પ્રયત્નો તો ઘણા કર્યા પણ શોક ! તેનું મુખ મજબુત બાંધી લીધેલું હતું નયનચન્દ્રને પોતાના દુર્દૈવની સ્પષ્ટ પ્રતિતિ થઇ ગઇ; એટલામા મહાસાગરનો એક દીર્ઘ તરંગ-(મોજું) ધસી આવ્યો અને તેણે નયનચન્દ્રને સાગરના વિશાળ ઉદરમાં સમાવો દીધો !

## પ્રકરણ:-૧૨ મું.

### પંખીણી પિંજરમાં.



જે પ્રસગે સરસ્વતીપ્રસાદ તથા સ્નેહપ્રતાપ સ્ટીમરના તુતક પર ઉભા રહી નયનચંદ્રનો નાશ કરવાની કપટકળા યોજી રહ્યા હતા તે પ્રસંગે કિશોર પણ સ્ટીમરની પાછળ ઉભો રહી એ ભિષણ દૃષ્ય જોઇ રહ્યો હતો. તે સ્નેહપ્રતાપની ક્રુર ચેષ્ટાને અવલોકી સમજીજ ગયો કે અવશ્ય

આ શયતાનો મારા પ્રિય અનુચર નયનચન્દ્રનો ઘાત કરવાજ ઇચ્છે છે! આજ, સાથે તે પાછો પોતાના ઓરડામાં આવ્યો અને ત્યાંથી એક કોલસા પુરનાર ખારવાને પોતાની સાથે લઇ કિશોર પુનઃ સ્ટીમરના એક ખુલ્લા ભાગમાં આવીને ઉભો રહ્યો! ત્યાંથી તેણે એક જાડું દોરડું છોડયું અને તે પેલા ખલાસીની કંમરે લપેટી દઇ તેને ઉદ્દેશીને કહ્યું, "મિત્ર! એક પળનો પણ વિલંબ કર્યા વિના તું આ વિશાળ મહાસાગરમાં કુદી પડ! અને પેલા નર રાક્ષસો જેને જલાશ્રયી બનાવે છે તેને ઉંચકીને પાછો ઉપર લઇ આવ!"

"પણ સરસ્વતીપ્રસાદ જો એ વાત જાણશે તો તમારા અને મારા બેમાંથી એકનો પણ પ્રાણ રહેવા નહિ પામશે તે તમે જાણો છો!" ખલાસીએ પોતાની શંકા દર્શાવી.

"મુર્ખ! તેની વૃથા ચિંતા શા માટે કરે છે, તારા જીવનની રક્ષાનો ભાર મારા શીર ઉપર છે મારો પ્રાણ આપીને પણ હું તને બચાવી લઇશ પણ તે પહેલાં તું મારા એ પ્રિય મિત્રને જલાશ્રયી થતો બચાવી લે! વત્સ! તારે બદલે હમણાં હુંજ આ મહાસાગરમાં કુદી પડયો હોત અને મેં તેને બચાવી લીધો હોત પણ તેમ મારાથી થઇ શકે એમ નથી કારણ કે મને અને નયન-ચન્દ્રને તમે ખેંચીને ઉપર આણી શકો એટલું તમારા કોઇનામાં પણ સામર્થ્ય નથી! જા! જા! ઝટ કુદી પડ અને જલાધિન થતાં એ નિર્ભાગી માનવીને બચાવી લે! જો તારે હાથે આટલું કાર્ય પાર પડશે તો યાદ રાખ હું તારો ધનકોષ દ્રવ્યથી તર કરી દઇશ!" કિશોરકાન્તે ઉત્તેજક સ્વરે પેલા ખારવાને કહ્યું.

તતક્ષણેજ તે ખારવો મહાસાગરના પ્રશાંત જલને ગતિમાન કરતો અંદર કુદી પડયો! આજ સમયે નયનચન્દ્રને પણ સરસ્વતી-

પ્રસાદે જલાશાયી બનાવી દીધો હતો અને તે મહાસાગરના પ્રચંડ મોજાથી મહાસાગરના વિશાળ જલ પ્રદેશની નીચે ઢંકાઇ ગયો હતો. પરંતુ તેથી પેલા ખારવાની હિંમતનો જરા પણ હ્રાસ થયો નહિ. તેણે પણ તે વિશાળ જલાશયમાં ડુબકી મારી દીધી અને મહાસાગરને તળીએ જવાની ચેષ્ટા કરતી નયનચન્દ્રની દેહને પોતાના એક હસ્તે ઝાલી લીધી! બીજેજ પળે તે નયનચંદ્રને લઇ પુનઃ મહાસાગરની સપાટી ઉપર નીકળી આવ્યો અને તેને પોતાના બન્ને હસ્તોમાં બરાબર ઝાલી લઈ પોતાની કંમરે બાંધેલી દોરી હલાવી! દોરી દ્વારા સૂચન મળતાંજ કિશોર સાવધ થઇ ગયો અને તેણે ધીમે ધીમે દોરી ઉપર ખેંચવા માંડી! આસરે ચાર-પાંચ મિનિટમાં આ સઘળું કાર્ય પરિપૂર્ણ થઇ ગયું અને સુદૈવે પેલો ખારવો તથા નયનચન્દ્ર બન્ને સ્ટીમરમાં આવવાનું સદભાગ્ય પ્રાપ્ત કરી શક્યા! કિશોર તે બન્નેને પોતાની ઓરડીમાં લઇ ગયો અને પછી નયનચન્દ્રના શરીરની ઉષ્ણતા માપવાનો પ્રયત્ન કરવા લાગ્યો! આ સમયે શિથિલતા તેની દેહ દેહમાં પ્રસરી ગઇ હતી અને શ્વાસ રૂંધાવાથી તેની શુદ્ધિ પણ નષ્ટ થઈ ગઇ હતી, તે છતાં મુખ પર બાંધેલા વજ્રવત વસ્ત્રોથી પાણીનું એક ટીપું પણ તેના ઉદરમાં જઇ શક્યું નહોતું! ધીમે ધીમે નયનચન્દ્રના શરીરમાં ઉષ્ણુતા આવવા લાગી, રૂધિર ગરમ થઇ ગયું અને તેના નેત્રો ખુલી ગયા! કિશોરને અપરંપાર આનંદ થવા લાગ્યો તેણે પોતાનું મુખ નયનચન્દ્રના કાન પાસે લઇ જઇ તેને તદ્દન ધીમે સ્વરે કહ્યું, "એક શબ્દ પણ બોલ્યા વગર જેમ છે એમનો એમજ પડી રહે; કારણ કે આપણા શરીર ઉપરનો ભય હજી દૂર થયો નથી!"

(સચિત્ર) **શયતાની સંસાર.** ડિટેક્ટીવ વાર્તા.

પ્રકાશક.-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીક:-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

શાકર પ્રેસ-સુરત. કીંમત આઠ આના.

નયનચંદ્ર પણ તરતજ સાવધ થઇ ગયો અને પોતે હજી શત્રુઓના હસ્તથી મૂકત થયો નથી એ જાણતા તે અત્યંત શોકાતુર થઇ ગયો! તેના મુખ પર ફરી વળેલી વિષાદની આ ગંભીર છાંયા કિશોરકાન્તે જોઇ લીધી અને તેના હૃદયમા પણ જાણે ખિન્નતાનો આવિર્ભાવ થઇ ગયો! પરંતુ ભયમાં હિંમત હારી જવી એ તો કિશોરને આવડતુંજ નહોતું! તે તરતજ ઉઠયો અને પોતાની ઓરડીનું દ્વાર ખોલી નયનચંદ્રને એ ઓરડીમાં લઇ ગયો. આટલા સમયમાં તો નયનચંદ્રની સઘળી બેશુધ્ધિ નષ્ટ થઇ ગઇ હતી અને તે પાછો પૂર્વવત હોંશિયાર બની ગયો હતો તેને પોતાની ઓરડીમાં પુરી દઇ કિશોર બહાર આવ્યો અને હવે શું કરવું તે સંબંધી વિચાર કરવા લાગ્યો, સેંટ જ્યોર્જથી વહાણ ઉપડયાને આજે ત્રીજો દિવસ હતો. કારીકલ અને સેંટ જ્યોર્જ એ બે ગામો વચ્ચે બરાબર નવ દિવસનો માર્ગ હતો અને એ હિસાબે કિશોરને હજી છ દિવસ સ્ટીમરમાંજ ગાળવાના બાકી હતા. કિશોરને નૌકામાં એક ક્ષણ પણ વધારે ગાળવી ઘણી ભયંકર લાગતી હતી. કારણકે તે ત્યાં ગુપ્ત રીતેજ નિવાસ કરી રહ્યો હતો. જો કદાચીત તેના અસ્તિત્વની ઘટના પ્રકટ થાય તો બદમાસો પોતાના હાલ પણ નયનચંદ્ર જેવાજ કરી નાંખશે એની તેને ખાતરી હતી! આમ હોવાથી તે કોઇ પણ પ્રકારે સ્ટીમરમાંથી જલદી મૂકત થવાય એવા ઉપાયો શોધવા લાગ્યો!

ઉપલી ઘટનાને ત્રણ દિવસ બીજા વિતી ગયા છે રાત્રી અંધારી ઘોર છે અને ચારે દિશાએ નિર્જનતા અને ભયાનકતાનું સામ્રાજ્ય પથરાએલું છે એ સમયે કિશોર ઉઠયો પોતાના ઓરડામાથી બહાર આવ્યો અને ધીમે ધીમે સ્ટીમરના બધા ભાગોમાં ફરી વળ્યો. યંત્રગૃહ

સિવાય બીજી સઘળી જગાઓ કેવળ શાંત હતી અને લાજવતી વિગેરે સઘળીજ વ્યકિતઓ ગાઢ નિદ્રામા પ્રવર્તેલી હતી! આજ પ્રકારે ધીમે ધીમે પગ ઉપાડતો તે ધાન્યભાંડાર નામક ઓરડામા ગયો! આ ઓરડો અનાજ વિગેરે ખાદ્ય વસ્તુઓથી ભરપુર ભરેલો હતો અને હજી બે માસ ચાલે એટલો સંગ્રહ તેમા દ્રષ્ટિએ પડતો હતો. કિશોરે પોતાના કોલસા પુરનારા અન્ય ખારવાઓની સ્હાયતાવડે આ સઘળો ધાન્યભાંડાર સમુદ્રમાં પધરાવી દીધો! અને તત્પશ્ચાત પાછો આવી તે પોતાની ઓરડીમા નિદ્રાધિન થઇ ગયો! રાત્રીને સમયે ઘટેલી આ ભયાનક ગોષ્ટ કોઇને પણ માહિત નહોતી પરંતુ પ્રાતઃકાળ થયા પછી બબરચીઓ જ્યારે અનાજ લેવાને માટે પ્રસ્તુત ઓરડીમાં ગયા તેવાજ તેઓ આશ્ચર્યમાં પડી ગયા અને લાજવતી દેવીને એ દુર્ઘટના નિવેદન કરી! તરતજ લાજવતીએ સ્ટીમરને કોઇ પણ પાસેના બંદરે લઈ જવાની કેપ્ટનને સૂચના આપી દીધી અને પોતે જાતેજ આ પ્રકાર શી રીતે ઘડયો તેની શોધ કરવા લાગી. તેણે એકેએક ઓરડાઓ સારી રીતે તપાસી જોયા પરંતુ પોતાની ટોળાનો દ્રોહ કરે એવો એક પણ મનુષ્ય તેની દ્રષ્ટિએ પડયો નહિ! કોલસા પુરનારા ખારવાઓનું, રસોઇયાઓનું અને કેદીઓનું લાજવતીને કાંઇ મહત્વ ન હોવાથી સદભાગ્યે તેણે તેમની તથા તેમના રહેવાના ઓરડાઓની તપાસ લીધીજ નહિ!

તે દિવસ સઘળા પ્રવાસીઓએ ઉપવાસમાંજ ગાળી નાંખ્યો. રાત્રીના બરાબર સાત વાગે સ્ટીમરે લંગર નાંખ્યું અને સરસ્વતીપ્રસાદ પોતાની સાથે નાની નાની પાંચ નૌકાઓ લઇ અનાજની ખરીદીને માટે બંદરના કિનારા તરફ પ્રયાણ કરી ગયો. કિનારાની પાસે પાણી છેક

થાડું હોવાથી સ્ટીમર ત્યાં આવી શકે એમ નહોતું. આથી બધી સ્ટીમર દૂર બારામાંજ ઉભી રહેતી હતી! સરસ્વતીપ્રસાદની સાથે આ વખતે કોલસા પુરનારા ત્રણે ખારવાઓ તથા બે રસોઇયાઓ મળી પાંચ માણસો ઉપસ્થિત હતા, તેણે ગામમાંથી વીસ દિવસ ચાલે એટલા માલની ખરીદી કરી અને પછી રિવાજ પ્રમાણે પોતાની સાથે ખારવા વગેરેને અરધા કલાકની ગામમાં ફરવાની આજ્ઞા આપી! આ રજા મળતાજ કિશોર પોતાની સાથેના બે ખારવાઓને લઇ ગામમાં ફરવાને બહાને ત્યાંથી પ્રયાણ કરી ગયો આ બંદરનું નામ રામનગર હતું અને અહીં પણ ડિટેક્ટીવ પોલીસ ખાતાની મોટી શાખા હતી. કિશોર સિધોજ એ ડિટેક્ટીવ ઓફિસમાં આવી પહોચ્યો અને ત્યાંના ડિ૦ ઇન્સ્પેક્ટર મી૦ સ્મિથને મળ્યો. સ્મિથે કિશોરકાન્તનો પ્રેમપૂર્વક ઘણોજ આદર સત્કાર કર્યો અને બધા પ્રકારની સહાયતા આપવા માટેનું અભિવચન આપ્યું. કિશોરે તેની પાસે બે ચાલાક ડિટેક્ટીવ ઇન્સ્પેક્ટરોની માંગણી કરી, સ્મિથે તરતજ વિદ્યાધર અને લલિતચરણ નામક બે પોલિસ ઇન્સ્પેક્ટરો કિશોરને સ્વાધિન કીધાં, કિશોરે તેમને પોતાની સાથે આણેલા બે ખારવાઓના વસ્ત્રે પહેરાવી દીધા! અને તેમના શરીરોના ખુલ્લા દેખાતા ભાગ રંગી નાંખી પોતાની માફકજ તેમને પણ ખારવા બનાવી દીધા' આ વિધી પરીપૂર્ણ કરી કિશોરે સ્મિથને કહ્યું, "મી૦ સ્પેનસર સ્મિથ! આજે હું એક એવા ભયંકર કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું કે કદાચ મારે આજની રાત્રીએજ મારા જીવનનો અંતિમ ભાગ પુરો કરી નાખવો પડશે! ગમે તે થશે તો પણ હું તમારા માણસોને મારા પ્રાણ કરતા પણ વધારે પ્રિય ગણીને સાચવીશ, પરંતુ એક કામ તમે સાવધાનીથી પાર પાડજો.

હું જ્યાં સુધી પાછો નહિ આવું ત્યાં સુધી મારી સાથેના આ બે ખારવાને તમે બરાબર તમારા અંકુશમા રાખજો!" આટલું કહી કિશોરે પુનઃ તે ખારવાએને કહ્યું, બંધુઓ! નૌકામા તમે મને જે ઉત્તમ સહાયતા આપી છે તે માટે હું તમારો ઘણોજ આભારી થયો છું મારા કાર્યમા સફળતા મળતાજ હું તમોને તમારા મહેનતનો બરાબર બદલો વાળી આપીશ! પરંતુ ત્યા સુધી તો તમારે અહીં પોલિસોના અંકુશમાજ રહેવું પડશે, તે છતા તમે જરાપણ ભય રાખશો નહિ, તમે ગુન્હેગાર નથી કે તમને કાઇ પણ શિક્ષા થવાની નથી, તેમ તમને અહીં કોઇ પણ રીતના સંકટો આપવામાં આવશે નહિ!" કિશોરની સૂચના મળતાજ સ્પેન્સર સાહેબે તે ખારવાઓને પોતાના કબજામા લઇ લીધા અને કિશોરની ફતેહ ઇચ્છી તેને વિદાયગીરી આપી. કિશોર, વિદ્યાધર અને લલિતચરણ ત્રણે કોલસા પુરનારાઓના વેશમા પાછા આવ્યા અને સરસ્વતીપ્રસાદ સાથે નૌકામાં બેસી ગયા. થોડી ક્ષણોમાંજ તેમની નૌકાઓ સ્ટીમર પાસે આવી પહોચી, અનાજનો જથો નૌકાઓમાથી સ્ટીમરમાં લઇ લેવામાં આવ્યો અને તે સાથે કિશોર વિગેરે પણ સ્ટીમરમાં બેસી ગયા. સ્ટીમર પુનઃ પોતાના પથમાં અગ્રગામી બની ગઇ! પ્રવાસીઓ સઘળા ભૂખ્યાજ હતા તેમણે છેક રાત્રીએ નવ વાગે ભોજન કર્યું અને તે પછી તેઓ સઘળા નિદ્રાધિન થઇ ગયા, કિશોર વિદ્યાધર અને લલિતચરણને યોગ્ય સુચનાઓ આપી પાછો બહાર આવ્યો, લાજવતી જે ખંડમા નિવાસ કરતી હતી તે ખંડની પાસે તે આવીને ઉભો રહ્યો! આ સમયે ઓરડામાં લાજવતીની સાથે બીજા બે માણસો બેઠા બેઠા કાંઇ વાર્તાલાપ કરી રહ્યા હતા! આ જોઇ

કિશોર ત્યાંજ એક સ્થળે તેમની વાર્તા સાંભળી શકાય એવી રીતે આવીને ઉભો રહ્યો ! અને અંદર શું વાર્તાલાપ થાય છે તે લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો !

લાજવતીએ કહ્યું, "હવે અહીંથી કારીકલ બહુ દૂર નથી પરંતુ તે છતાં મારો વિચાર એકવાર પોકોનુર જઈ જયચંદ્રની દશા પુનઃ તપાસી તેને હજી ભયંકર સંકટમાં નાંખવાનો છું, તેની મેં જે દુર્દશા કરી છે તેથી પણ મારા આત્માને શાંતી થઇ નથી. હું હજી એની વધારે દુર્દશા થાય એ ચ્હાઉં છું! મેં કેપ્ટનને તે માટે સ્ટીમરને કારીકલ ન લઇ જતાં પોકોનુર લઇ જવાની આજ્ઞા કરી છે, પોકોનુર આપણી સ્ટીમર કાલે રાત્રે બે વાગે પહોંચશે. તમારે ત્યા ખાસ એક કાર્ય કરવાનું છે, સાંભળો ! સ્ટીમર ઉભી રહ્યા પછી તમારે એકેએક માણસને નીચે ઉતારી દેવા અને કોઇ પણ બદમાસ તેમાં ભરાયો હોય તો તેને તરતજ અગ્નિ ન બનાવી દેવો, એ લક્ષમાં રાખજો, કારણકે આપણા ધાન્ય ભાંડારની જે દુર્દશા થઇ છે તે જોતાં મને એવી આશંકા લાગે છે કે જરૂર કાંઇ કપટ હોવું જોઇએ ! જાઓ ! હવે ચાલ્યા જાઓ !"

છેલ્લા શબ્દો સાંભળતાજ કિશોર ધીમે પગે પાછો ફરી ગયો અને તે પણ પોતાની ઓરડીમાં આવીને સુઇ ગયો ! બિજે દિવસે બપોરે તેણે હાથમાં ખુલ્લી પિસ્તોલ લઇને ભોજન ગૃહમાં પ્રવેશ કર્યું અને પેલા બન્ને રસોઇયાઓની સામે બરાબર પિસ્તોલ તકી તેમને કહ્યું, "યાદ રાખો ! જો જરા પણ બૂમ પાડવાની ચેષ્ટા કરશો તો આજ ઘડીએ તમારા પ્રાણ મારી પિસ્તોલથી જુદા થઇ જશે. તમારી સ્ટીમરનો કબજો આજથી મારી પાસે છે અને હું

કહું તે પ્રમાણે તમારે વર્તવું પડશે! બોલો ! મારી ઇચ્છાને તાબે થવું છે કે સ્વહસ્તેજ મોતને શરણે જવું છે !"

બન્ને રસોઇયા ભય કંપિત બની ગયા આ ધાંધળનો કાઇ પણ અર્થ તેઓ સમજી શકયા નહિ તે છતાં તેમણે પોતાનું શીર હલાવી પોતે કિશોરની આજ્ઞાને શરણે છે એવી અનુમતિ દર્શાવી દીધી ! કિશોરે પોતાના ખિસામાથી એક નહાનકડી શીશી કાઢી અને તેમાથી એક શુભ્ર પદાર્થ કાઢી બધાં ભોજનમા મેળવી દીધો ! બરાબર બે વાગે એકજ સાથે સ્ટીમરના તમામ પ્રવાસીઓને લાજવતી, સરસ્વતિપ્રસાદ અને સ્નેહપ્રતાપ વિગેરેને ભોજન આપી દેવામાં આવ્યું ! માત્ર સ્ટીમર ચલાવનારાઓજ તેટલા બાકી રહ્યા ! ભોજન કાર્ય પૂર્ણ થયાને જ્યા અર્ધોએક કલાક થવા આવ્યો એટલામાં તો સઘળાજ પ્રવાસીઓ એક પ્રકારની તંદ્રામા પડી ગયા અને જ્યાં બેઠા હતા ત્યા અને ત્યા ઘોર સુષુપ્તિમા આવીને ઢળી પડયા ! પ્રવાસીઓની આ સ્થિતિ જોતાંજ કિશોરે પોતાના ઓરડામાં પાછા આવી નયનચંદ્રને બહાર કાઢયો, તેમણે બન્નેએ તથા વિદ્યાધર અને લલિતચરણે પણ પોતાના વસ્ત્રો બદલી નાખ્યા અને તેઓ પોલિસના સુલલિત વસ્ત્રે સજી શસ્ત્ર લઇ તૈયાર થઇ ગયા ! તેમણે અણચિંતવ્યો મશીન હાઉસ પર એકદમ હલ્લો કર્યો અને મુખ્ય એન્જીનીયરના શીરમા પોતાની બંદુકનો પશ્ચાત ભાગ એવા જોરથી લગાવ્યો કે તે ત્વરીતજ ત્યાં ઢળી પડયો ! બાકીના માણસો આ ચાર યમદૂતોને દેખતાંજ ભય વિવ્હળ બની ગયા ! કિશોરે તેમને ઉદ્દેશીને કહ્યું, "જો, જરા પણ આ સંકટમાંથી બચવાનો યત્ન કરશો તો માર્યા જશો માટે જેમ સ્ટીમર ચલાવો છો તેમજ ચલાવ્યા કરો, હું તમારા

પ્રાણુને કોઇ પણ પ્રકારે હાની થવા દેવાનો નથી છતાં જો અહીંથી ન્હાસવાની કે તમારા માલિકોને જગાડવાની વૃથા ચેષ્ટા કરી તો મારી પિસ્તોલ તમારો જીવ લીધા સિવાય રહેવાની નથી. તમારા માથા પર કાળજ આવી ઉભો છે એમ સમજો ! લાજવતીએ તમોને પોકોનુર સ્ટીમર લઇ જવાની આજ્ઞા કરી છે તેજ પ્રમાણે સ્ટીમરને ત્યાં લઇ જાઓ ! જો જરા પણ બદમાસી કરશો તો માર્યા જશો !" કિશોરે તે પછી પોતાની દ્રષ્ટિ વિણાધર તરફ ફેરવી અને તેને કહ્યું, વિણાધર ! તમે અહીંજ ઉભા રહો. જો મશીન હાઉસનો કોઇ પણ માણસ જરા પણ બદમાસી કરતો માલુમ પડે તો તેને પિસ્તોલની ગોળીએ વીંધી નાંખો ! ડરશો નહિ ! તમોને મારી આજ્ઞા છે !" વિણાધરનો ત્યાં પહેરો રાખી કિશોર નયનચન્દ્રને લઇને બહાર આવ્યો લલિતચરણ પણ ત્યાંજ ઉભો હતો, કિશોરે તે બન્નેને ઉદ્દેશીને કહ્યું. "જાઓ, લાજવતી વિગેરે જે જે માણસો સુષુપ્તિમાં પડેલાં છે તે સઘળાને દોરી વડે બરાબર બાંધી દો અને પછી તે દરેકને જુદા જુદા ઓરડામાં પુરી બહારથી તાળાં લગાવી દો ! જાઓ ! જલદી કરો !"

નયનચંદ્ર કિશોરની આ આજ્ઞા સાંભળતાજ હર્ષમા આવી ગયો. બદમાસોની શયતાનીયતથી વધારેમાં વધારે કષ્ટ નયનચન્દ્રનેજ સહન કરવું પડ્યું હતું અને તેથી તેમની ઉપર પોતાનો સઘળો ક્રોધ પૂર્ણ કરવા તે તલપી રહ્યા હતો ! તેણે પહેલાં સરસ્વતિપ્રસાદ અને સ્નેહપ્રતાપને દોરડી તથા લોહશ્રૃંખલા વડે બરાબર બાંધી લીધા અને તેમને બે ભિન્ન ભિન્ન ઓરડીમા પુરી દીધા ! લાજવતીના પણ હસ્ત અને ચરણોને તેણે લોહશ્રૃંખલા—લોખંડની સાંકળો વડે બદ્ધ કરી

દીધા અને તેને પણ એક ઓરડીમાં બંધિવાસ આપ્યો! તે સિવાય બીજાં જે જે પ્રવાસીઓ વહાણમાં હતા તેઓને બંદિવાન બનાવી દીધા! આ સઘળા પ્રવાસીઓ પણ લાજવતીનાજ માણસો હતા! આ પ્રમાણે સ્ટીમરનો પુરેપુરો અધિકાર નયનચન્દ્રે પોતાના હસ્તમાં લઇ લીધો! તે જ્યારે કિશોરકાન્તની પાસે પાછો આવ્યો ત્યારે મુખ્ય ઇંજીનીયર એક ઓરડામા બેઠો હતો તેના પણ હાથપગ બાંધી લેવામાં આવ્યા હતા અને કેદીની દશામાંજ તે પણ ત્યાં ઉપસ્થિત હતો! મુખ્ય ઇંજીનિયરને હવે પુરેપુરી શુદ્ધિ આવી ગઇ હતી અને તેને પોતે શત્રુઓના હસ્તમાં બંદિ બનેલો છે એનુ સંપૂર્ણ જ્ઞાન થઇ ગયું હતું! કિશોરે તેને પૂછ્યું "મહાશય! એતો બતાવો હવે કે પોકોનુરથી તમારી સ્વામીણી લાજવતી રાણી કયા જવા ઇચ્છતી હતી!

પ્રસ્તુત પ્રશ્ન સાંભળી ઇન્જીનીયર મહાશય બોલ્યા, "મી૦ કિશોર! હવે હું જરા પણ અસત્ય બોલવાની જરૂર ધારતો નથી કારણકે હું જાણું છું કે હવે અમારા સોએ વર્ષ પુરા થઇ ગયા છે, તમે યથાસ્થિત સ્વરૂપમાં અમોને બંદિવાન બનાવી દીધા છે અને અમારા પાપ તમારે હાથે ખુલ્લા થઇ જવાનો યોગ આવી રહ્યો છે! પોકોનુર બંદરથી સીધા ત્રીસ માઇલ દુર એક ભયંકર અરણ્ય આવે છે એ અરણ્યમા મસજીદના આકારનું અમારૂં એક ભિષણ ગુપ્તગૃહ છે. એ ગુપ્તગૃહ-ભોંયરામા લાજવતી દેવીના પ્રખર શત્રુ જયચન્દ્ર નામક એક બદમાસને કેદી બનાવી રાખેલો છે તેમને મળવાની ઇચ્છાથી લાજવતીદેવી ત્યાં જવા ઇચ્છતા હતા! પોકોનુરથી મોટારમાં પાંચ ગાઉ ગયા પછી એ ભયંકર અરણ્યની શરૂઆત થાય છે ત્યાં

અમારી મોટારકારો હંમેશાં હાજરજ રહે છે. એ આખું અરણ્ય એટલું તો નિર્જન અને ભયાવહ છે કે ત્યાં જવાનું સાહસ કોઇ પણ માણસ સિદ્ધ કરી શકે એમ નથી! આ સિવાય બીજી કોઇ પણ વાત હું જાણતો નથી! તેમ ખરેખરાં બીજા કોઇ પણ પાપના કામો મારે હાથે સિદ્ધ થયા નથી. હું માત્ર લાજવતીનો પગાર લઇ સ્ટીમરમાં મશીન હાઉસના અધ્યક્ષ તરીકે કામ કરતો હતો! મહાશય! હવે હું આપના કબજામાં છું. ઇચ્છા હોય તે પ્રમાણે શિક્ષા કરો!" એટલું બોલી લજ્જાથી તેણે પોતાનું મસ્તિક નીચે નમાવી દીધું!



# પ્રકરણ:—૧૩ મું.

## ભયંકર ભામિની અથવા ખૂનનો બદલો ખુન!



પોર્ટ કોનુરનું બંદર ઘણું વિશાળ નહોતું, તેમ છેક નાનું પણ નહોતું જ્યારે લાજવતીની સ્ટીમર ત્યાં આવીને ઉભી રહી ત્યારે બરાબર રાત્રીના સાડા આઠ વાગ્યાનો સમય થયો હતો. ચારે દિશા નિશામા લિન થઇ ગઇ હતી અને આકાશમાં તારાગણો પોતાના પૂર્ણ તેજથી પ્રકાશીત થઇ રહ્યા હતા! કિશોરે જેવો બંદર પર પગ મૂકયો; તેવોજ તે પોલીસ હાઉસ તરફ દોડયો, તેણે વીસ પોલિસોની એક ટુકડી મંગાવી અને સ્ટીમરના સઘળા બદમાસો ઉપર તેમનો સખ્ત પહેરો મૂકી દીધો! આ કાર્ય પૂર્ણ થયા પછી કિશોરે

નયનચન્દ્ર અને વિણાધરને પોતાની સાથે લીધા અને લલિતચરણને સ્ટીમરનો સર્વ અધિકાર સોંપી દઇ તેણે સ્ટીમરના મુખ્ય ઇજનીયરે બતાવેલા અરણ્ય તરફ પ્રયાણ કરવાના કાર્યનો પ્રારંભ કરી દીધો, પોકોનુરના બંદરથી પાંચ ગાઉ દૂર તિનવેલી નામક ગામડું આવેલું હતું અને ત્યાંથીજ એ ભયંકર અરણ્યની શરૂઆત થતી હતી. કિશોરે તિનવેલી સુધી એક મોટાર ભાડે કરી લીધી! અહીં આવીને તેણે તીનવેલીથી અરણ્ય તરફ કયો રસ્તો જાય છે તેની શોધ કરવા માડી! થોડેજ દૂર જતાં તેણે શ્યામ રંગથી રંગેલી એક મોટાર ત્યાં ઉભેલી જોઇ! મોટાર પોતાની દ્રષ્ટિએ પડતાંજ કિશોર ત્યા સ્થભી ગયો અને તેણે નયનચન્દ્રને ઉદ્દેશીને કહ્યું, "નયનચન્દ્ર! આજ બદમાસોની મોટાર છે અને તેમા એક માણસ બેસીને કોઇની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો છે. મારો વિચાર છે કે આપણે પાછળથી ગુપ્ત રીતે જઇ એકદમ તેના પર તૂટી પડવું! અને મોટારનો કબજો લઇ લેવો! બોલો! તમારી શી ઇચ્છા છે!"

"હું પણ એમજ ધારૂં છું. કારણકે તે જો આપણને પ્રથમથીજ જોઇ લેશે તો ગમે તે પ્રકારે પણ આપણી સામે થશે અને આપણો ઉદ્દેશ ધૂળ મળી જશે!" નયનચન્દ્રે ઉત્તર આપ્યો. નયનચન્દ્રના અભિપ્રાય સાથે વિણાધરે પણ પોતાની અનુમતિ આપી! તેઓ ત્રણે એક નિશ્ચયપર આવી ગયા અને ધીમે ધીમે મોટારની બરાબર પાછળ જઇ ઉભા રહ્યા! એટલામા તેના ડ્રાઇવરની દ્રષ્ટિ અચાનકજ પાછળ વળી! તેવોજ કિશોર તેના પર તૂટી પડયો! તેણે તેને નીચે ગબડાવી પાડયો અને પોતાની સાથે આણેલી લોહશૃંખલા તેના હાથપગમાં જડી દીધી! કિશોરે પોતાની પાસેથી એક શુભ્ર વસ્ત્ર

બહાર કાઢયું અને તે વડે તેનું મુખ પણ વજ્ર જેવું બાંધી દીધું ! નયનચન્દ્ર, વિંણુધર અને કિશોર ત્રણે મોટારમા બેસી ગયા અને તેમણે તે ભયંકર વનમાં પોતાની મોટાર દોડાવી મૂકી. અઢી કલાકમાં મોટારે ૨૫ માઇલનો માર્ગ કાપી નાંખ્યો અને તેઓ જે સ્થળે બદમાસોનું ગુપ્તગૃહ હતું ત્યાં આવી પહોંચ્યા ! કિશોરે જ્યાં મોટાર ઉભી રાખી ત્યાંથી પાંચેક મિનિટને અંતરે મસજીદના આકારનું એક મકાન દ્રષ્ટિગોચર થતું હતું ! તેઓ ધીમે ધીમે તે મકાનની પાસે ગયા અને એક ખુલ્લી રહેલી બારી દ્વારા અંદર અવલોકવા લાગ્યા ! એ મકાનમાં પેસવાના બારણા પરજ એક પહેરેગીર હાથમાં નગ્ન તલાવાર ધારણ કરી પહેરો ભરતો હતો અને બહારથી કોઇ પણ વ્યક્તિ અંદર ન આવી શકે તેની સંભાળ રાખતો હતો ! આ દેખાવ જોતાં જાણે કિશોરને પણ જરા ખેદ થયો હોય એમ તેના મુખ પર ક્રોધની રેખાઓ ફરી વળી ! તેણે પાછા વળીને પોતાની પાસે ઉભેલાં નયનચન્દ્ર તરફ દ્રષ્ટિ ફેરવી ! અને તેણે કહ્યું, "વત્સ ! આપણે ધારતા હતા તેટલી સફળતાથી અહીં આપણે આપણું કાર્ય પુરૂં કરી શકવાના નથી. કારણકે અંદર એક પહેરેગીર પહેરો ભરી રહ્યો છે. મારી ધારણા છે કે અહીં કદાચિત બિજા પણ પોલિસો હશે અને જો આપણે અહીં વિદ્યમાન છીએ એ ઘટના આ પહેરેગીર જાણી જશે તો તે સઘળા બદમાસોને આહીં એકત્રિત કરી દેશે. માટે આપણે કોઇ પણ રીતે પહેરેગીરને આપણા અંકુશમાં લઇ લેવો જોઇએ !"

'તેનો એક ઉપાય છે, મારી પાસે લોખંડના સળીયા કાપવાનું શસ્ત્ર તૈયાર છે. તે દ્વારા આ બારીના સળીઆ તોડી નાંખો એટલે

આપણો માર્ગ સરળ થઇ જશે! નયનચંદ્રે ઉત્તર આપ્યો. કિશોરે તેની પાસે સળીયા કાપવાનું શસ્ત્ર પોતાના હસ્તમા લીધું અને ધીમે ધીમે સઘળા સળીયા કાપી નાંખ્યા! બારીનો માર્ગ ખુલ્લો થતાંજ તેઓ ત્રણે અંદર ઉતરી પડયા! અને ધીમે ધીમે પહેરેગીર ન જાણે એમ તેની પાસેજ આવી પહોંચ્યા. કિશોરે બે હાથે તેનું મુખ એકદમ પકડી લીધું અને નયનચંદ્રે તે ઉપર વસ્ત્ર એવા તો જોરથી બાંધી દીધું કે તે પહેરેગીરના મુખમાંથી એકપણ શબ્દ બહાર નીકળી શકયો નહિ! કિશોરે તેના હાથપગ બાંધી દીધા અને તેના ખિસામાંથી કાંઇ ગુપ્ત રહસ્યો પ્રગટ કરનારી વસ્તુઓ મળી આવે તો તે જોવાને માટે તેના સઘળા ખીસા તપાસી જોયા! તેમાંથી બીજી તો એવી કોઇ પણ મહત્વની વસ્તુ પ્રાપ્ત થઇ નહિ પણ ત્યાંના ઓરડાની બધી ચાવીઓ કિશોરને પ્રાપ્ત થઇ! તેમણે ધીમે ધીમે ત્યાંના બધા ઓરડા ઉઘાડવા માંડયા! કિશોરને એવી આશંકા હતી કે બદમાસોના ઘણા માણસો આ ગુપ્તગૃહમાં નિવાસ કરી રહેલા હોવા જોઇએ! પણ તેની એ ધારણા ફળીભુત થઇ નહિ! માત્ર એક ઓરડો ઉઘાડતા પહેરેગીરના જેવાજ વસ્ત્રો પહેરેલા તેને ત્રણ માણસો નિદ્રાધીન થયેલા મળી આવ્યા! કિશોરે તરતજ તેમને કલોરો ફોમ સુંઘાડીને બેહોસ બનાવી દીધા અને તેમના પર વીણાધરનો પહેરો મૂકી દઇ તે નયનચંદ્રને પોતાની સાથે લઇ આગળ વધ્યો આગળ જતાં ફરી સામેના એક ઓરડામાંથી પ્રકાશ આવતો કિશોરની દ્રષ્ટિએ પડયો! તરજ તેણે ત્યા જઇ એ ઓરડાનું બારણું ખોલી નાંખ્યું અને અંદર પ્રવેશ કર્યો! જેવો તેણે અંદર પગ મૂકયો તેવુંજ તેનું હૈયું જાણે ભયથી થરથર કંપી ઉઠયું, અને ત્યાંના ભયાનક દ્રશ્યથી તેની આંખે અંધારા આવી ગયા!

આ ઓરડો બધા ઓરડાઓમાં ઘણોજ વિશાળ અને સુઘટીત હતો; પણ તેમાં જે ભયંકર દ્રષ્ય કિશોરની દ્રષ્ટિએ પડયું તે સૌથી અધિક ક્રુર હતું! ઓરડાની મધ્યમાં લાલ વસ્ત્રો પહેરાવેલા એક બંદિવાનને ઉંધે મસ્તકે ટાંગ્યો હતો અને તેની બન્ને ભુજાઓમાં લોખંડના બે વજનદાર ગોળાઓ લટકાવેલા હતા. આ ભિષણયાતનાથી પ્રસ્તુત બંદિવાન જાણે સાક્ષાત નર્કનોજ અનુભવ કરી રહ્યો હતો. કિશોરે ત્વરીતજ તેની ભુજાઓમાંથી લોહના ગોળાઓ છોડાવી દીધા અને પછી તેના ઉપર બાધેલા બન્ને પગો છુટા કરી નાખી તે બંદિવાનને તેની ભયંકર યાતનામાંથી મૂકત કરી દીધો આવી વિચિત્ર શિક્ષાથી તે બંદિવાનનો શ્વાસ કેવળ રૂંધાઇ ગયો હતો અને મસ્તિક ભ્રમિત થઇ ગયું હતું. કિશોરે તેને થોડીવાર તેમજ બેસવા દીધો અને જ્યારે તેના શરીરમાં પુરેપુરી સ્વસ્થતા આવી ગઇ, ત્યારે તેને પૂછયું, "રાજાપુરના જાગીરદાર ભાળચંદ્ર શું તમારૂં પોતાનું નામ છે!"

"હા હુંજ તે દુર્ભાગી જાગીરદાર ભાળચંદ્ર છું. શું આ ભયંકર કષ્ટ કાંઇ ઓછું છે એમ તમોને લાગે છે હજી પણ તમે મારી કેવી દુર્દશા કરવા ઇચ્છો છો!" ભાળચંદ્ર સંતપ્ત મુખમુદ્રાએ ઉત્તર આપ્યો.

"મહાશય! હું તમારો શત્રુ નથી; તેમ તમોને વધારે સંકટો આપવા પણ અહીં આવ્યો નથી. પરંતુ હું ડીટેકટીવ પોલીસ કમીશ્નર છું. ને તમોને આ યમ સદનમાંથી મુકત કરવા આવ્યો છું. તમારા શત્રુઓના દહાડા ભરાઇ ગયા છે અને તેઓ સઘળા મારા અંકુશ હેઠળ આવી ગયા છે. માટે હવે તમારે ચિંતા રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી!"

"શું હું આ સત્ય વાત સાંભળું છું ? હું આ કારાવાસમાંથી મૂકત થાઉં એ શું કદાપી બનવાજોગ છે ? નહિ ! નહિ ! કદાપી નહિ ! તમે લાજવતીનાજ અનુયાયી છો અને મને સંકટમાં આવેલો નિહાળી મારી માત્ર મશ્કરી કરો છો !" ભાળચંદ્રે પોતાના હૃદયનો અવિશ્વાસ વ્યકત કરી બતાવ્યો.

"નહિ, બિલકુલ નહિ, જાગીરદાર સાહેબ ! તમારી શંકા તદ્દન અસ્થાને છે, હું તમારા શત્રુઓનો સહયોગી નથી પણ તેઓનો કાળ છું ! મારા હસ્તે તેઓ મોતને શરણે થવાનેજ સરજાયા છે અને તમારી મારા હસ્તથીજ હવે મૂક્તિ નિશ્ચિત કરી છે. પરંતુ ચાલો હવે વિશેષ વિલંબ ન કરો, બતાવો રાજાપુરથી બદમાસોએ લુંટી આણેલો ધનકોષ ધુર્તોએ કયાં સંતાડયો છે !" કિશોરે જાગીરદારને પોતાના અધિકારી પદની ખાત્રી આપતા ઉપરોક્ત પ્રશ્ન પુછયો. ભાળચન્દ્રે કિશોરને લાજવતીનો ત્યાં રાખેલો ગુપ્ત ધનભંડાર બતાવી દીધો. તત્પશ્ચાત કિશોર ત્યાના સઘળા બંદિવાનોને પોતાની સાથે લઇ ભાળચન્દ્ર જાગીરદારસહ મોટારકારદ્વારાજ પુનઃ પોકોતુર બંદર આવી પહોચ્યો ! ભાલચંદ્ર જાગીરદારને તથા બીજા સઘળા બંદિવાનોને કિશોરે સ્ટીમરપર લઇ લીધા અને કિશોર પોતે પુનઃ નયનચંદ્ર સાથે ત્રણ મોટારગાડીઓ લઈ બદમાસોના ગુપ્તગૃહ તરફ પ્રયાણ કરી ગયો ! લાજવતી તરફ લલિતભુવનની લુંટમાથી જે જે ઝવાહીરો–સોનાની પાટો વિગેરે ત્યા ગુપ્ત રાખવામાં આવ્યું હતું; તે કિશોરે સઘળું બહાર કાઢયું અને તે દ્રવ્ય કોષ પુનઃ મોટારમા ભરી લઇ તેને પોકોતુર લઇ આવ્યો. એ સઘળો ધનભંડાર પણ કિશોરે સ્ટીમરમાં લઇ લીધો અને સ્ટીમરને કારીકલ ન જવા દેતાં અતિશય

વેગપૂર્વક રાજાપુર તરફ દોડાવી મૂકવામાં આવી. મશીન હાઉસપર કિશોરે નયનચંદ્રનો પહેરો મુકી દીધો અને તે સિવાય ત્યાં બીજા ચાર પાંચ પોલિસોને ઉપસ્થિત કરી દઇ કિશોરે લાજવતી જે સ્થળે બંદિવાનીની થઇ પડેલી હતી ત્યાં પ્રયાણ કર્યું.

રાત્રીનો ઘોર અંધકાર નષ્ટ થઈ ગયો હતો, પાતઃકાલસુચક પક્ષીઓના સુમધુર શબ્દો કર્ણગોચર થતા હતા અને માર્તન્ડ ભગવાનના સોનેરી કરકિરણોથી આકાશઅવની દેદિપ્યમાન થઈ ગયા હતા. લાજવતી દેવીના ઓરડાની ત્રણે બારીઓ કિશોરે ઉઘાડી નાખી હતી એટલે આખો ઓરડો પ્રકાશ અને શાંત હવાથી પરિપૂર્ણ થયો હતો. એ મનોહર સમયેજ લાજવતીની નિંદ્રા અને તંદ્રા ઉડી ગયા અને તેના નેત્રો પોતાની સામે બેઠેલા કિશોરને અવલોકવા લાગ્યા! કિશોરને જોતાંજ લાજવતીના શરીરમાં જાણે કંપનો સખ્ત આવિર્ભાવ થયો. તેની દેહલતા ભયથી થરથર ધ્રુજવા લાગી. આ દ્રષ્યને જોઇ કિશોરે તેને કહ્યું, 'લાજવતી રાણી! તમે મારા હસ્તમા બંદિ થયા છો, માટે હવે અહીંથી નાહક પલાયન કરી જવાની ચેષ્ટા કરશો નહિ. હું જાણું છું કે તમે ઘણાંજ નિતિધર્મસપન્ન રમણી છો. અને તમારે હસ્તે એક પણ ક્રુર કર્મ થયું નથી. તમારા સેવકોએ અમારા પ્રાણ લેવાનો જે કાયર યત્ન કર્યો તે પણ તમારી આજ્ઞાથી વિરૂદ્ધ જઇનેજ કર્યો હતો એ પણ હું સારી રીતે જાણું છું એટલે તે માટે પણ હું તમોને દોષપૂર્ણા ઠરાવતો નથી પરંતુ લલિતભુવનની લૂંટમાં તમારા સાક્ષીઓએ પ્રત્યક્ષ ભાગ લીધો હતો એટલે તેમને તો મારે તેના ગુનાહની યોગ્ય શિક્ષા આપવીજ પડશે પણ સા મારી ૧ તમોને એક પ્રાર્થના છે કે તમે કૃપા કરી હવે

મારા બંદિવાન સ્નેહપ્રતાપ અને સરસ્વતિપ્રસાદને મૂકત કરવાની ચેષ્ટા કરશો નહિ!" આટલું બોલી કિશોર ઉઠયો અને તેણે લાજવતીના શરીરબંધનો દૂર કરી દીધા! મૂકત થયા પછી રાણી લાજવતીદેવી બોલી, "મહાશય! તમે મારા પ્રત્યે સ્નેહની જે લાગણી વ્યકત કરો છો તે માટે તો હું તમારી અત્યંત આભારી છું પણ તે સાથે હું મારો ધર્મ પણ સમજું છું. મારા સેવકોએ જે ઘોર અપરાધો કર્યા છે તે મારી આજ્ઞા વિરૂદ્ધ થયા છે ખરા; પણ તે છતા તેના ઉત્તરદાયિત્વનો ભાર તો મારે શીરે પણ છેજ! તો પછી શા માટે મને પણ શિક્ષા આપવાની વાતો નથી કરતા!"

"લાજવતી! હું પહેલેથી જ જાણુતો હતો કે તમે મને આવોજ ઉત્તર અવશ્ય આપશોજ આપશો કારણકે તમો ભ્રતવાત્સલ્ય શું તે સારી રીતે જાણો છો, પરંતુ વર્તમાન સમયે જો આવી વિચિત્ર ચેષ્ટા કરશો તો તમોને વિપત્તિના આગારમા યુકત થઇ જવું પડશે માટે આવો સમય નહિ આવે તેજ માર્ગને તમે ગ્રહણ કરશો એમ હું ધારૂં છું!"

"કિશોર! એક તમારાજ માનને અર્થે હું તમારી આજ્ઞાનો કિંવા સૂચનાનો પુરસ્કાર કરૂં છું પરંતુ રાજપુરના સંસ્થાનને તેના સ્વતંત્ર પોલિસો છે અને તેને ન્યાય આપવાની તથા કેદીઓને જન્મદેશનિકાલની ઘોર શિક્ષા કરવાનો અધિકાર છે તેજ પ્રમાણે ગુનોહ પણ રાજપુરની હદમાં થયો છે એટલે તમારે સઘળા શિક્ષાર્થીઓને તેમનેજ સ્વાધિન કરવા પડશે! જ્યાં સુધી અપરાધીઓ તમારા હસ્તમાં હશે ત્યાં સુધી હું તેમને મૂકત કરવાની ચેષ્ટા નહિ કરીશ. પણ જ્યારે તમે તેના અખત્યાર જાગીરદારને સોંપી દેશો કે તેજ સમયે હું મારા સેવકોને છોડવાની ચેષ્ટા કરીશ અને તેમનો

અવશ્ય ઉદ્ધાર કરીશ. હું જાણું છું કે સરસ્વતીપ્રસાદ અને સ્નેહપ્રતાપ ઘોર અપરાધી છે અને તેઓ શિક્ષાને પાત્ર પણ છે પરંતુ તે મારા અનુયાયી છે તેમને શિક્ષા કરવાનો મારોજ અધિકાર છે તેમના ગુનાહની તપાસ કરી હુંજ તેમને શિક્ષા કરીશ અને તે દુષ્ટોને તેમના અપરાધનો ઘોર દંડ આપી દઈશ! પણ આપ સત્વર કૃપા કરી જાગીરદાર મહાશય, સ્નેહપ્રતાપ અને સરસ્વતીપ્રસાદને અહીં લઈ આવો કે તમારી આગળ હું એક મહત્વનો ભેદ ખુલ્લો કરી દઉં!"

લાજવતીના આ શબ્દો શ્રવણ કરી કિશોર ઉઠયો અને તે પાછો સ્ટીમરના અન્ય ઓરડાઓમા જઇ પહોચ્યો. તેણે સરસ્વતી-પ્રસાદ, સ્નેહપ્રતાપ અને જાગીરદારને પોતાની સાથે લીધા અને સુંદરી લાજવતી રાણીના ઓરડા તરફ પ્રયાણ કર્યું. જાગીરદાર મહાશયને જોતાંજ લાજવતીએ કટાક્ષ કર્યો, "આવો જાગીરદાર સાહેબ!"

બાળચન્દ્રે આ શબ્દો સાંભળતાજ પોતાનું શિર નીચે નમાવી દીધું; કિશોર, સ્નેહપ્રતાપ અને સરસ્વતીપ્રસાદ સઘળા ત્યાં બેઠા અને લાજવતી દેવીના મુખમંડળ તરફ આશ્ચર્યથી અવલોકવા લાગ્યા, લાજવતીએ કિશોર તરફ એક દ્રષ્ટિપાત કર્યો અને પોતાનું વકતવ્ય શરૂ કર્યું, "કિશોરકાન્ત! જગત આ એવું વિચિત્ર છે કે તેમાં ઘણા શયતાન શાહનું સ્વરૂપ ધારણ કરી રહેલા છે, તેઓ જગતમાં પોતાને પવિત્ર, ધીર અને સંમ્માનનિય પુરૂષો ગણાવે છે પરંતુ તેમના અંતર હળાહળથી ભરેલાં હોય છે. આ નરાધમ બાળચન્દ્ર જાગીરદાર એવોજ નપુંષક ગૃહસ્થ છે. તમે તેને બાળચન્દ્ર જાગીર-દારના સુલલિત નામથી ઓળખો છો; પણ ખરી રીતે તે જયચન્દ્ર નામનો એક સાધારણ કલાર્ક છે. તમે જાણો છો કે રેવતીગંજની જાગીર આજે રામવિહારી ચટ્ટોપાધ્યાયના કબજામાં છે પણ

તે પૂર્વે ત્યા ધનનંદન દત્તનો અધિકાર હતો! પ્રકૃતિ અતિશય સ્વસ્થ અને શાત હતી તેમ વૃદ્ધાવસ્થામા પણ તેઓ ઘેરાએલાં હતા. તેમનાથી જાગીરોનું કામકાજ કરી શકાતું નહોતું; એટલે તેમણે જયચન્દ્ર નામક એક સાધારણ સ્થિતિના નીચ અને અધમ માનવીને પોતાને ત્યા નોકર રાખ્યો! એ ધનનંદન જાગીરદારને ત્યા રોજની કાંઈ પચાસ સાઠ પત્રોની જા આવ થતી. એ બધા પત્રો જયચંદ્ર લખતો હતો અને ધનનંદન તે સઘળા પત્રો વાચી તે પર સહી કરી દેતા હતા! ધીમેધીમે ધનનંદને પત્ર વાચવાનો ઉપક્રમ બંધ કરી દીધો અને જે પત્રો જયચંદ્ર આપતો તે સઘળાપર વાંચ્યા વિના સહી કરી નાખતા! આગળ જતા રામ-વિહારી અને જયચંદ્ર બંન્ને મળી ગયા અને જયચંદ્રે રામવિહારી પર એવા મથિતાર્થનો એક પત્ર લખ્યો કે જાણે પોતે ઘણીજ નિર્ધનાવસ્થામા આવી પડ્યો છે અને તેથી પોતાની જાગીર એક લાખ રૂપીઆ લઇ વેચી નાંખવા માગે છે." આ પત્ર પર પણ જયચંદ્રે ધનનંદનની સહી લઇ લીધી અને તે પત્ર રામવિહારીપર રવાના કરી દીધો તે પછી તેણે જાગીર વેચાણનું ખોટું ખત ઉભું કર્યું તથા તે ખત રજીસ્ટર કરાવવા માટે એક ખોટી અરજી પણ ઉભી કરી! આ બંન્ને કાગળો ઉપર પણ ધનનંદને સહીઓ કરી આપી! સરકારના રજીસ્ટર ઓફિસનો ખત રજીસ્ટર કર્યા બદલ જે ઉત્તર આવ્યો તેપર જયચંદ્રે ધનનંદનની સહી કરાવી લીધી! પરંતુ તે ઉત્તર તેમને વાચવા દીધો નહિ! બીજી બાજુએ ધનનંદનને ત્યાંની સઘળી સંપત્તિ તે નરાધમ ઉઠાવી ગયો અને એક રાત્રે ચારપાંચ બદમાસોને પૈસા આપી ધનનંદનને ત્યાં નામની લુંટ પડાવી! આ લુંટ થયા પછી જયચંદ્રે જાહેર કર્યું કે, લુટારા સઘળી સમ્પતિ લુંટી ગયા છે. અને ધનનંદન એક ગરીબ માણુસ પ્રમાણે રઝળતા થઇ

ગયા છે! આજ અરસામાં રામવિહારે જાગીરનો કબજો લેવા ધનનંદન પર દાવો કર્યો. દાવામાં રામવિહારીએ લેખીત દસ્તાવેજો રજુ કર્યા એટલે તેની જીત થઇ અને ધનનંદનને ત્યાંથી જાગીર છોડી દઇ નીકળી જવું પડ્યું! જયચંદ્ર પર હજુ તેમને અતુલ વિશ્વાસ હતો, પોતાના પર આ ઘોર સંકટ પડવાથી ધનનંદન પોતાની પત્નિ કંચનકાન્તા અને પોતાની પુત્રીને સાથે લઇ પોતાના એક સ્નેહીને ત્યાં જવા માટે જયચંદ્રની સાથે પ્રયાણ કરી ગયા. જે ગાડીમાં ધનનંદનનું કુટુંબ બેઠું હતું તે ગાડી જયચંદ્ર પોતેજ હાકતો હતો, તેણે જાણી જોઇને ખરો માર્ગ ચુકાવી દીધો અને ગાડીને તે એક ભયંકર અરણ્યમાં લઇ ગયો! આ અરણ્યમાં આવતાંજ તે શયતાને પોતાનું સ્વરૂપ ખુલ્લું કરી દીધું. તેણે સબળાના ઘોર આક્રંદ વચ્ચે ધનનંદનનું શીર ઉડાવી દીધું. અને પોતાની રક્ત પિપાશા પરિપૂર્ણ કરી. હવે કનકકાન્તાની તથા તેની પુત્રીની ચિંતા હતી, તે પિશાચ આ જુલ્મોથી અટક્યો નહિ! પેલી રમણીઓને તે નરાધમ એક જલાશય પાસે લઇ ગયો. તે બંન્ને રમણીના કટી દેશપર તેણે એક દોરી બાંધી અને તે સાથે લોહનો એક એક ગોળો બાંધી દીધો! આમ કરીને તે બંન્ને રમણીઓને તેણે જલમાં ડુબાડી દીધી! આ યાતનાથી કનકકાન્તા તો મરણ પામી પણ તેની પુત્રીના કમરે બાંધેલી દોરી જલચરોએ કરડી નાંખી એટલે તે બાળા મૃત્યુના મુખમાંથી બચી ગઇ! તેને તરતા આવડતું હતું. તે દ્વારા તેણે પોતાનો પ્રાણ બચાવ્યો અને તેણે પોતાની માતાના મૃત દેહની શોધ કરવા માંડી! તે મૃત દેહ મળી આવતાં તે પુત્રીએ ત્યાં પડેલી માતપિતાની મૃત કાયાઓને અગ્નિ સંસ્કાર આપ્યો તથા તેજ સ્થળે ભિષણ પ્રતિજ્ઞા કરી કે, "હે ભગવાન! જ્યારે મારા માતા પિતાની સંપત્તિ અને શરીરોનો

નાશ કરનારનો હું નાશ અને હ્રાસ કરીશ તેજ દિવસે હું એમ માનીશ કે આ સંસારમાં મેં મારા જન્મની સફળતા કરી છે! બસ! મારૂં બધું જીવન હવે હું આજ કાર્યમાં અર્પણ કરી દઇશ!" આમ વિચાર કરી તે બાળાએ પોતાની પાછળ આજ્ઞાધારક બદમાસોનું સૈન્ય એકઠું કરવા માડયું! આ બદમાસોની ટોળીને દર મહિને પુષ્કળ પૈસા આપવા પડતા અને તે માટે તેને પૈસા મેળવવાને લુંટો પણ કરવી પડતી! પરંતુ આ કાર્યમાં પણ તે બાળા ઘણો વિચાર રાખતી અને રામવિહારી જેવા શઠ ધનવાનોનેજ લુંટી લેતી, એક પણ સ્વધર્મનિષ્ટ ધર્માત્મા ધનિક કિંવા એક પણ સ્ત્રી કિંવા એક પણ બાળકને તે બાલીકા હાથ લગાડતી નહિ. ઉલટા એવા અનાથોને તે પુષ્કળ સ્હાયતા આપતી જ્યારે આ પ્રમાણે તેની કિર્તી આખા બંગાળમાં વ્યાપ્તમાન થઇ ગઇ ત્યારે સ્નેહપ્રતાપ નામનો વિખ્યાત બદમાસ તેને આવી મળ્યો, આ પછી તેણે પોતાનો પુરાતન શત્રુ જયચન્દ્ર ક્યાં છે તેની શોધ કરવા માંડી. આજ અરસામાં રાજાપુરના જાગીરદાર ઘોષલબાબુ મરણ પામ્યા અને તેના સગીર પુત્રને માટે ના૦ સરકારને રીસીવર નીમવાની ફરજ પડી! ઘોષલ જાગીરદારનો પિતરાઇ બંધુ ભાળચન્દ્ર આજે ઘણો સમય થયા લાહોરમાં રહેતો હતો! ઘોષલને અને તેને બાળપણથીજ બનતું નહોતું, આથી બાર વર્ષની ઉમ્મરથી તેઓ છૂટા પડયા હતા! સરકારે આજ ભાળચન્દ્રને રાજાપુર જાગીરના રીસીવર નીમી દીધા અને તેની ભાળચન્દ્રને લાહોર ખબર આપી! ભાળચન્દ્રને ત્યાં પણ તેનો એક બદમાસ નોકર હતો તે માણસ દ્વારા જયચન્દ્રે આ બધી માહિતી મેળવી લીધી અને ભાળચન્દ્ર જે માર્ગેથી રાજાપુર જવાનો હતો ત્યાં તેણે પોતાનો મુકામ નાખ્યો, ભાળચન્દ્રની ગાડી જેવી ત્યાં આવી તેવોજ જયચંદ્ર તેના પર તુટી પડયો, તેણે ભાળચન્દ્રને અને તેની પત્નિને તથા પેલા નોકરને ત્રણેને નિર્દય રીતે મારી નાંખ્યા

અને તેમના મૃતક શબો ત્યાંજ એક સ્થાને દટાવી દીધા! માત્ર બાલચન્દ્રના નાના પુત્રને તેણે જીવંત રાખ્યો અને પોતેજ બાળચન્દ્રનો વેશ ધારણ કરી લઇ બાળચન્દ્ર ઘોષલ એ અભિધાનથી રાજાપુર પ્રયાણ કર્યું. રાજાપુરમાં આજ સુધી બાળચન્દ્રને કોઇએ જોયોજ નહોતો માત્ર તેના બાલપુત્રનેજ ઘોષલના કેટલાક સ્નેહીઓએ નિહાળ્યો હતો, આ પુત્ર પણ જયચંદ્ર સાથે જ હોવાથી જયચંદ્રનો પ્રપંચ ફુટયો નહિ અને તેને સઘળાએ બાળચન્દ્ર જાગીરદાર તરીકે સ્વિકારી લીધો! આ રીતે નરાધમ જયચન્દ્ર રાજાપુરનો રિસીવર બાળચન્દ્ર જાગીરદાર બની ગયો! પોતાના ભાગ્યનું આમ વિચિત્ર પરિવર્તન થએલું હોવાથી બાળચન્દ્ર પોતાનો બધો પાછલો ઇતિહાસ ભૂલી ગયો, પણ તે નિર્ભાગી પ્રાણી જાણતો નહોતો કે મારી પાછળ સાક્ષાત યમદેવ એક રમણીના સ્વરૂપમા ધસી આવે છે. પેલી ધનનંદનની બાળાને જ્યારે આ વર્તમાન મળ્યા ત્યારે તેણે રાજાપુર જઇ લલિત ભુવનમાંથી બાળચંદ્રને ઉઠાવી લાવવાનો નિશ્ચય કર્યો, જે દિવસે તેનો આ વિચાર દૃઢ થયો, તેજ દિવસે સહવારે સરસ્વતિ પ્રસાદ નામનો બદમાસ તેને આવી મળ્યો. તેણે પ્રાર્થનાત્મક સ્વરે ધનનંદનની કન્યાને કહ્યું, "વત્સા! હું દુ:ખનો માર્યો લાહોર કારાવાસમાંથી અહીં ન્હાસી આવ્યો છું! એક ભયંકર અપરાધમાં આવી જવાથી મને કારાવાસની ઘોર શિક્ષા મળી હતી. પણ સુદૈવે મેં તેમાંથી મૂક્તિ મેળવી છે. આ જગતમાં એવું એક પણ સ્થળ નથી કે જ્યાં મને આશ્રય મળી શકે, માટે કૃપા કરી મને તમારે શરણે આશ્રય આપો!"

આ સાંભળી તે બાળા બોલી, "મહાશય! તમારી એ પ્રાર્થના અમોને કબુલ છે પણ તે સાથે તમારે પણ અમારી બે વાતો

સાંભળવી પડશે! તમારે સદા સર્વદા મારી આજ્ઞા પ્રમાણે વર્તવું પડશે અને મારી આજ્ઞા સિવાય કોઇ પણ સ્ત્રી પુરૂષ કે બાળકનો વધ કરી શકાશે નહિ અથવા વિના કારણ કોઇપણ સ્થળે તમારાથી કોઇને ઉપદ્રવ કરી શકાશે નહિ. આ ઘટના તમારે સ્વિકાર્ય હોય તો હું તમોને આશ્રય આપું છું!"

સરસ્વતીપ્રસાદે આ શરતો કબુલ કરી અને તેણે તે રમણીના વર્ચસ્વનો સ્વિકાર કર્યો. હવે ધનનંદનની પુત્રીએ રાજાપુર પ્રયાણ કર્યું તેણે એક ભિક્ષુકાનો વેશ ધારણ કર્યો અને તે જયચંદ્રની પોતાના ઉપર દ્રષ્ટિ પડી શકે એવે સ્થાને આક્રંદ કરતી પડી રહી! જયચંદ્ર-કિંવા ભાળચંદ્રે તેને જોઇ એટલે તે તેને પોતાના લલિતભુવનમાં લઇ ગયો, તે બાળાએ પોતે જયચંદ્રના સંબંધમા જે જે ઘટના સાભળી હતી તે સઘળી સત્ય છે એ સંબંધીની ખાતરી કરી, અને તત્પશ્ચાત તે ત્યાથી પલાયન કરી ગઇ! આ પછી તેણે સરસ્વતી-પ્રસાદને આજ્ઞા કરી કે કોઇપણ માણસનો પ્રાણ નહિ જાય એવી રીતે ભાળચંદ્રને બંદિવાન કરી તેની સઘળી સમ્પતિ સાથે તેને અત્રે લઇ આવો!"

સરસ્વતીપ્રસાદ તરતજ પોતાની સાથે તેના વીસ માણસો લઇ તૈયાર થઇ ગયો અને રાજાપુર તરફ પ્રયાણ કરી ગયો. એજ દિવસે ભાળચંદ્રને ત્યાં પુત્રના જન્મ દિવસનો ઉત્સવ હતો! રાત્રીએ જ્યારે રાજાપુરના ધનકોષ ઉપરનો પહેરો બદલાવાનો સમય થયો અને નવા પહેરેગીરો ત્યાં જવાને માટે તૈયાર થયા તે સમયે સરસ્વતીપ્રસાદ પણ પોતાના માણસો સાથે તૈયાર થયો અને તે પોલિસો ઉપર તૂટી પડયો! રાજાપુરના એકેએક પોલિસોને તેણે મારી નાખ્યા અને તેના વસ્ત્રો પોતે તેમજ પોતાના અનુયાયીઓએ પહેરી લીધા, પોલિસોના વસ્ત્રો પોતાના હસ્તમાં આવતાં તરતજ સરસ્વતીપ્રસાદે લલિતભુવન

પર હલ્લો કર્યો. એ હલ્લામા તેમની કોઇને મારવાની ઇચ્છા નહોતી પરંતુ ધોપલના બાળપુત્રની પરિચારીકા દાસીઓએ લુંટારાઓ જાણે બાલપુત્રને મારી નાખશે એમ ધારી તેમની સામે થવાનો પ્રયાસ કર્યો! આમ થવાથી સરસ્વતીપ્રસાદને હસ્તે ધોષલનો બાળપુત્ર તથા તેની બે પરિચારીકાઓ માર્યા ગયા, તત્પશ્ચાત તેમણે ધનકોષપર આક્રમણ કર્યું, ત્યાથી વિપુલ સંમ્પતિ પોતાની સાથે લીધી, બાળચન્દ્રને પણ બંદિવાન બનાવી પોતાની સાથે લીધો અને સરસ્વતીપ્રસાદે મોટાર દ્વારા ત્યાંથી પ્રયાણ કર્યું. છેવટ તેમણે પોકોનુરથી ત્રીસ ગાઉ દુર આવેલા એક ગુપ્ત ગૃહમા આણીને બાળચન્દ્રને ધનનંદનની પુત્રીને સ્વાધિન કીધો! ધનનંદનની પુત્રીએ જયચન્દ્રે પોતાને તથા પોતાની માતાને જલમા ડુબાર્વા દેતી વખતે લોહના જે ગોળા તેમને હસ્ત બાંધ્યા હતા તે મોટે ખરચે પાછા મગાવી રાખ્યા હતા! આજ ગોળા ધનનંદનના પુત્રીએ બાળચન્દ્રને હાથે બાધ્યા અને તેને પોતાના ગુપ્તગૃહમાં ઉંધે મસ્તકે ટાંગી મૂકયો! માત્ર તેને બે વાર ભોજન આપવા માટે નીચે ઉતારવામાં આવતો, તે પછી બાળચન્દ્રને આખો દિવસ અને ગત એજ ભિષણ યાતના વેઠવી પડતી! મહાશય! આ સાભળી તમારા કોમળ હૈયામા કદાચ દયાનો પ્રાદુર્ભાવ થશે પણ બાળચન્દ્રના પ્રાયશ્ચિતો નિહાળતા તે એજ શિક્ષાને સુયોગ્ય છે! ધનનંદનની પુત્રી પોતાના શત્રુને આ પ્રમાણે સંકટમા નાંખી પાછી સ્થળે સ્થળે નૌકા દ્વારા પર્યટન કરવાના કાર્ય અર્થે પોકોનુરથી ઉપડી ગઇ! આ વખતે તેના અસંખ્ય ગુપ્તચરો ઠામઠામ ફરતા હતા. તમે અને નયનચન્દ્રે તેને પકડવાને જે જે ભિષણ પ્રવૃત્તિઓ આરંભી તે સઘળી ઘટના ધનનંદનની બાળાને તરતજ માહિત થઇ જતી હતી! છેવટે કિશોર ધનનંદનની પુત્રીની સ્ટીમરમાં આવવાને સદભાગ્યશાળી થયો! તેણે ભોજનમાં

વિષ મેળવી સઘળાને નિદ્રામાં નાખી દીધા અને પછી સ્ટીમર પર પોતાની પ્રભુતા જમાવી દીધી! તત્પશ્ચાત તેમણે પોકોનુર જઇ આના ગુપ્તગૃહમાંથી જયચન્દ્રને છૂટો કર્યો, જે ક્રુરાત્મ પુરૂષ અત્યારે તમારી સમક્ષ ભાળચંદ્ર જાગીરદારના છદ્મ વેશમાં ઉભો છે, તેજ સરસ્વતીપ્રસાદ અને સ્નેહપ્રતાપ અહીં બંદિવાન બની ઉભા છે અને કિશોરકાન્ત! એજ ધનનંદનની પુત્રી આખા બંગાળમાં જાણીતી થયેલી તેજ હું રાણી લાજવતીદેવી પોતે છું! મારા માતાપિતાનું વૈર લેવા મેંજ મતૃ સન્યાસ ધારણ કીધો છે.

"મહાશય! તમેજ કહો શું મારે મારા માતા પિતાનું વૈર નહિ લેવું જોઇએ! શું જે નરાધમે મને અને મારી માતને લેહના ગોળા બાંધી જલાશયમાં ડુબાડી દેવાનો નીચાતિનીચ પ્રયત્ન કર્યો તેનો બદલો નહિ વાળી આપવો જોઇએ! શું! મારે મારી આંખોએ મારા શત્રુની અરે નહિ-નહિ! માનવ જાતના શત્રુની ઉન્નતિ જોઇ ખૂશી થવું જોઇએ! બીલકુલ નહિ!......

'કિશોરકાન્ત' હું તો તમને ફરી કહું છું આજે તમે આ શયતાનને મારા કારાવાસમાથી મૂકત કર્યો છે પણ તેની એ મૂકિત લાંબો સમય ટકે એવી નથી. કારણ કે હું તેના રૂધીરની તૃષાતુર છું. મારા હૈયામા મારી માતાનું વૈર લેવા માટે જાણે ભયંકર આગ સળગી રહે છે! અરે હું શું કહું! કિશોરકાન્ત! મારી ભાષામાં મારા હૃદયને દર્શાવવાને શબ્દો નથી તેમ એમ નહિ. ગુજરાતી ભાષા તો શબ્દસંપન્ન છે પણ હુંજ તે શબ્દોને જાણતી નથી, પણ હું તમોનેજ કહું છું કે નયનચંદ્રના મરણના સમાચાર સાંભળી કેશવદત્તના ગૃહમા તમારી કેવી સ્થિતિ થઇ હતી! હવે વિચાર કરો; નયનચન્દ્ર તો તમારો પાલક પુત્ર છે પણ મારા માતા પિતા તો આ દેહના જન્મદાતા દેવાધિદેવ હતા. તેમનો ભયાનક કાળ મારા હૃદયને શા માટે દુખાર્ત નહિ બનાવિદે!

"આ જગત ગમે તે કહો! સૃષ્ટિના ન્યાય પ્રણતાઓ ઇચ્છામાં આવે તેવો ઇન્સાફ કરો કે પ્રભુ પણ મારો દ્રોહ કરો, મારે તેની કશાની પરવા નથી! બસ એક વૈર! વૈર!! અને વૈર!!! એ વૈરનોજ ધ્વની મારા અંતરાકાશમાં ગરજી રહ્યો છે! અને હું હજી પણ કહું છું કે, હું જરૂર આ શયતાનનો વધ કરીશ! હાય! હવે મારા માતા પિતા પુન: મને સંસારમાં ક્યારે દેખવા મળશે!" લાજવતીના નેત્રોમાં પાણી ભરાઇ આવ્યા!

ક્ષણ પહેલા બાળચન્દ્ર જાગીરદાર તરફ જે કિશોર પ્રેમ અને સન્માનની દ્રષ્ઠિએ વિલોકી રહ્યો હતો, તે આ સાંભળી। ઘણોજ હતાશ થઇ ગયો! અને તેણે તિરસ્કારથી એકવાર બાળચન્દ્રના મુખદેશપર દ્રષ્ટિપાત કર્યો, કિશોરના મુખપર વિસ્તરેલા ભાવ બાળચન્દ્ર સમજી ગયો અને તે બોલ્યો, "વત્સ કિશોર! અપરાધીને મુખે શ્રવણ કરેલી વાર્તાપર સજ્જનો કદાપિ પણ આધાર રાખતા નથી, અહીં જે વાર્તા અપરાધીની લાજવતીએ નિવેદન કરી છે તે સર્વથા અસત્ય છે હું પોતેજ બાળચન્દ્ર જાગીરદાર છું અને મારે જયચન્દ્ર કલાર્ક સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી!"

"ચુપ રહે ચંડાલ! પાપ કર્મો કરી પાછા તે છુપાવવાની ઇચ્છા રાખે છે, નરાધમ! તારા આ ભયાવહ પાપ કર્મો કિરતાર કદાપી પણ સાંખવાનો નથી! કિશોરકાન્ત જરા થોભો! હું તમોને મારા કથનની વધારે ખતરી કરી આપું!" આટલા શબ્દોનો ઉચ્ચાર કરી લાજવતી ત્યાંથી ઉઠી ગઇ બીજા ઓરડામાં જઇ, તેણે એક નાની બેગ પોતાની સાથે આણી અને તેમાના કેટલાક પત્રો બહાર કાઢી કિશોરના હસ્તમાં મૂકયા અને કહ્યું, "જુઓ કિશોરકાન્ત! આ પત્રો જુઓ તે કોણે આલેખ્યા છે"

કિશોરે તે પત્ર લઇને વાચી જોયા અને લાજવતીને ઉત્તર આપતાં કહ્યું, 'આ સઘળા પત્રો બાળચન્દ્ર જાગીરદારના હસ્તાક્ષરો પ્રકટ કરે છે!'

"હવે આ બીજા પત્રો જુઓ!" લાજવતીએ બીજા પત્રો આપતાં કહ્યું, "કહો વારૂ! આ પત્રો કોણે લખ્યા છે?"

"હું જોઇ શકું છું કે આ સઘળા પત્રો જીવનનંદનના મુનીમ જયચન્દ્રે લખ્યા છે!" કિશોર બોલ્યો.

"હવે મહાશય ' તમેજ આ બન્ને પત્રોના અક્ષરો મેળવી જુઓ, તે પરથીજ તમારી ખાત્રી થશે કે મારી કહેલી વાત ખરી છે કે ખોટી છે તે. શું તમોને એમ નથી લાગતું કે આ બન્ને અક્ષરો એકજ માણસના હસ્તાક્ષરો છે!"

"હા, આ વાતમા જરા પણ શકા ઉપસ્થિત કરી શકાય એમ છેજ નહિ. હુ ચોકસ કહી શકું એમ છું કે આ બન્ને અક્ષરો કોઇપણ એકજ વ્યક્તિને હસ્તે આલેખાએલા છે. તે છતા હું ખાસ હસ્તાક્ષર પરીક્ષક પાસે આ અક્ષરોની જરૂર તપાસ કરાવીશ, કે એ સંબંધમાં જરા પણ શંકા લઇ જવા જેવું રહેજ નહિ!"

થોડીવાર પછી પુનઃ કિશોરે કહ્યું, "ભદ્રા લાજવતી! તમે કહો છો તે વાત કદાચ સાચી પણ હશે; પરંતુ તત્સંબધે મારાથી અત્યારે કાંઇપણ અધિક કાર્ય થઇ શકે એવું નથી, તમે જાણો છો કે હૂં ડી. પોલિસ કમિશ્નર છું. એટલે મારે તો કાયદા પ્રમાણે તમોને બાળચદ્ર જાગીરદારને સોપી દેવા પડશે. મેં પોકોનુરથીજ તાર કરી સરકારી વહાણ મગાવ્યુ છે, તે આવી પહોચશે કે તરત હું તમારો કબજો બાળચંદ્રને સોપી દઇશ અને હું મારે પંથે ચાલ્યો જઇશ, માટે મને તમારી શી ઇચ્છા છે તે જણાવી દો. તમો તમારા અનુયાયીઓને સોપી દઇ તેના બદલામાં મૂક્તિ મેળવવા ઇચ્છો છો કે નહિ!"

"નહિ, નહિ; બિલકુલ નહિ!" લાજવતી બોલી, "હૂં એટલી બધી નીચ રમણી નથી કે મારા સેવકોનો ભોગ આપી દઇ હૂં મારા પ્રાણની રક્ષા કરૂં! એના કરતાં તો જે મારા સેવકોએ મારી

સાથે સુખદુઃખમા ભાગ લીધો છે, જેમણે મારી આજ્ઞાઓ પાળવાની પોતાની ફરજ ગણી છે અને જે મારી સાથે આજે કેટલા સમયથી ભાળચંદ્રનો નાશ કરવાના ભિષણ કાર્યમા મારી સાથે મારા થઇને રહ્યા છે, તેમની સાથે હું મારો પણ પ્રાણ આપીશ!" પછી તેણે ભાળચંદ્રને ઉદ્દેશીને કહ્યું, "ઓ છદ્મવેશી જાગીરદાર! હું અને મારા સાથીઓ તારા કબજામા આવ્યા છીએ ખરા, પરંતુ યાદ રાખજે! અમોને બંદિવાસમા રાખવાની તારી શક્તિ નથી. હું તમોને પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે આજ મહિનામાં હું મારા સહયોગીઓને પુનઃ મૂક્ત કરી દઇશ અને મારી ભિષણ મનોભાવના પૂર્ણ કરીશ!"

એટલામા કિશોરકાન્તનું સરકારી વહાણ આવી પહોચ્યું કિશોરે લાજવતીને અને તેના સાથીઓને ભાળચંદ્રના હસ્તમા સોંપી દીધા અને પોતે તે સંબધીનો ભાળચંદ્રનો હસ્તાક્ષરયુક્ત પૂરાવો લઇ નયનચંદ્ર સાથે પુનઃ પોતાના સરકારી વહાણમા કલકત્તે આવી પહોચ્યો.

ભાળચંદ્ર બંદિવાનો સાથે એજ સ્ટીમરમા રાજાપુર આવી રહ્યો! તેણે સઘળા બંદિવાનોને પોતાના કારાવાસમા પુરી દીધા અને પોતે નિશ્ચિંત થઇ લલિતભુવનમાં પોતાના શયનગૃહમા પેઠો!

તેણે નિદ્રાદેવીની કૃપા મેળવવાના પ્રયત્ન કરી જોયા; પણ આજે તેનાપર નિદ્રાદેવીની કૃપા થાય એમ નહોતું. ચિંતા! ચિંતા તેના શરીરને અને આત્મને કોરી રહી હતી, "શું કિશોર મારી જીંદગીનો પાછલો ઇતિહાસ શોધી કાઢવા પાછો પ્રયત્ન કરશે! નહિ કરે એમ શા પરથી કહી શકાય! કિશોર એક પ્રખર ડિટેકટીવ છે અને આવા ગુઢ રહસ્યો શોધી કાઢવામાજ તેની કિર્તિ છે તો પછી શા માટે તે આવો પ્રયત્ન નહિ કરે? મારી કિર્તી! મારી પ્રભુતા શું આખરે પ્રજળીને ભસ્મિભૂત થઇ જશે!"

'નહિ! તારી દેહ પણ પ્રજળીને ભસ્મિભુત થઇ જશે'" એક પરિચિત સ્વર આવ્યો. અને તેણે ભાળચંદ્રના શરીર સ્વાસ્થ્યનો

સર્વનાશ કરી દીધો! લાજવતી હાથમાં કટાર લઇને તેની સમક્ષ ઉપસ્થિત થઇ ગઇ!

તે બોલીઃ "નરાધમ! ચાલ, તારા ઇષ્ટ દેવની ભક્તિ કરી મરવાને તૈયાર થા! આ જગતમાંથી મહા વિશ્વમાં જવાની તૈયારી કર!

કરેલા પાપ કર્મોનો, પુરો ઇન્સાફ લેવાને,
જગ હરિદ્વારમાં આજે, હવે તૈયાર થા પાપી!
અહીં સંસાર સંતાપી, બધે સત્તા દીધી સ્થાપી,
સમય છે! દેવની ભક્તિ, કરી લે આજ અનુતાપી!
કર્યાં તુજ દુષ્ટ પાપોનો, અને જુઠા પ્રલાપેનો,
કટારીથી હવે બદલો, જરૂર તુજને જઇશ આપી!"

"લાજવતી! મારી પણ હવે એજ ઇચ્છા છે. તેં મારી જગતમા ઘણી અપકિર્તિ કરી છે. આજે હું બાળચંદ્ર જાગીરદાર થઇને આ મહાલયમા બેઠો છું પણ મને મારી દુર્દશા દેખાઇ રહી છે! કોણ જાણે કે કયારે કિશોરકાન્તની કટાર મારા શીર પર પણ આવી પડશે અને હું પણ એક દિવસ બંદિવાસમાં પુરાવાનું દુર્ભાગ્ય મેળવા ચુકીશ, તેના કરતા તારેજ હસ્તે મારો અંત આવે એ મને પણ ઘણું પ્રિય છે અને હું પણે તેજ ઇચ્છું છું. કારણ કેઃ—

કરેલા પાપનો આજે, હૃદય જો ડંખ આપે છે,
અને અનુતાપ અંતરથી, જીવનના તાર કાપે છે.
કર્યાં જે હાથથી કર્મો, ભૂલ્યો હું હાય! સત્કર્મો,
ન ભાળ્યા નેત્રથી ધર્મો, પ્રભુ એ પાપ માપે છે.
જગત આજે જુઓ મારા, હજારો કામ હિંસાના,
દયા દૂર અંતરે રાખી, અરેરે! આજ છાપે છે.
નિહળી દુષ્ટ એ કિર્તી, જુઓ છાતી ચીરી ઉરમાં,
બળે ભડભડ ચિતાને ત્યાં, પ્રખર અનુતાપ વ્યાપે છે.

"નર રાક્ષસ જયચંદ્ર! તારી કપટકળા સઘળી મારા લક્ષમા છે, તું આવા દિન્ શબ્દોના તારા મુખથી ઉચ્ચાર કરી મારા હૃદયમાં દયાનું દિવ્ય જલ ઉત્પન્ન કરવા ઇચ્છે છે! પણ–પણ–નહિ–નહિ! આ હૈયામા સ્નેહ ઉત્પન્ન થવોજ અશકય છેઃ—

શરીર દેખાય આ ચર્મે મઢયું પણ ના નહિ ભુલશો.
નથી એ ચમ પણ સમજો, મઢી આ દેહ લોખડે!
અને તેમા હૃદય દેવે, દીધું મહા પ્રેમમય તેને,
પ્રજાળી ખાક તે કીધુ, વસ્યું ત્યાં ઝેર તુજ બંડે!
વહે છે રક્ત ત્યા! ના! ના! નથી એ લોહી પણ માનો,
ઉન્હો પૌલાદરસ ત્યાં જો, વહે તારાજ પાખડે!
હતી દેવી દયાની હું હતી દિલ સ્નેહની ધારા,
કરી વિષ કન્યકા તેંને, અરે શયતાન તે પડે!

હવે પાછી શું તું ત્યા દયા માંગે છે! શું પાષાણની દેહમાંથી શોણિત વહે એવી ઇચ્છા રાખે છે? નહિ બિલકુલ નહિ.

"ઓહ! લાજવતી! લાજવતી! મારા આ બધા ઘોર પાપો ઇશ્વર પણ માફ નથી કરવાનો એની મને ખાત્રી છે, પણ તે છતાં સમશેરના પ્રહાર આ કંઠપર ઝીલવાની ભિષણ યાતના હું શી રીતે સહન કરીશ!

"રૂડા વસ્ત્રો અને ભોજન દઇ જે દેહને પાળી
હવે તેને તજી મારે અરે! ચાલ્યા જવાનુ છે!
પ્રભુની આ મૂકી સૃષ્ટિ અને ઉપભોગ કાયાના
ભુલી અહીં હાય! શું મારે જુદા આજે થવાનું છે!
ન જાણ્યું કે કર્યા કર્મો પીડા આ પ્રાણને દેશે!
ન જાણ્યું મોતનું તેડું મને પણ આવવાનું છે!
પડયો છું આજ ભરદરીએ મરણ મહા કાળની સામે
ખરા ઇતિહાસનું પત્તું મને શું ભાખવાનું છે!"

નહિ નહિ લાજવતી! મારા પર એકવાર દયા કરો અને હજી! હજી! જરા વધારે સમય મને આ જગતમાં જીવવા દો કેમકે,

ન આશા છે જીવન કેરી ન આશા કાંઈ છે હૈયે
છતાં મરતા હૃદય મારૂં જરૂર કંપી રહે છે આ
નિહાળી હું રહ્યો નેત્રે પશુપક્ષી મનુષ્યોને
જગત ગૃહમા જુઓ પ્રેમે અરે સંપી રહે છે આ
બધે પથરાઇ છે શાતી સુખોથી આ ભરી સૃષ્ટિ
હું જોઉં તેમ દિલ મારા હૃદય ધરને દહે છે આ!
ખરેખર જોઇ એ દ્રષ્યો જીવન આ પ્રાણ ઇચ્છે છે!
હજી કૈં વર્ષ અહિં વિશ્વે શરીર મારૂં ચહે છે આ!
ન ગ્ઝી છે મરણ ચિંતા છતા ભય છે સકળ કષ્ટો
ન સ્હેવાશે, હૃદય રડશે વ્યથિત દિલડુ કહે છે આ!

માટે લાજવતી! મને એકવાર ક્ષમા કર!

"જયચન્દ્ર! આજ જે ચિંતાથી તુ ડરે છે! જે યાતનાથી તું થરથરે, જે મહાસંકટોની પરંપરા દેખી મને પ્રાર્થના કરે છે અને તારી આખોમાં અશ્રુઓ ભરે છે! યાદ છે એજ સંકટો તે—તારે હાથે મારા માતા પિતા પર વરસાવ્યા હતા! તે સમયે તેમના હૈયા પણ તને આવીજ પ્રાર્થના કરતા હતા પણ ત્યારે શું તે દયા દર્શાવી હતી-કૃપા વરસાવી હતી! પછી આજ તેનીજ પુત્રી પાસે દયાની યાચના શા માટે કરે છે! શત્રુને ક્ષમા આપતા આ લાજની લાજ લાજે છે!

માટે એવી દયા તારા પર બિલકુલ દર્શાવવાનો હવે મને અવકાશજ નથી!" તેજ ક્ષણે એક ભયંકર ચિત્કાર થયો અને બાળચંદ્રની દેહ તેના શીરથી ભિન્ન બની ગઇ! તે મહાધૂર્ત પુરૂષ સંસારથી અદ્રષ્ય બની ગયો!

*

લાજવતીએ પુનઃ પોતાની સ્ટીમરમા આવી પોતાના પ્રયાણનો આરંભ કરી દીધો ! અલ્પ ક્ષણો પછી તેણે સરસ્વતિપ્રસાદને પોતાની પાસે બોલાવ્યો અંને તેને કહ્યું, "સરસ્વતિપ્રસાદ ! મારી નૌકા પર આવ્યા પછી તે ઘણીવાર મારી આજ્ઞાઓનો અનાદર કર્યો છે અને જગતમાં મારી કિર્તિ કલંકીતા થાય એવા પણ તારે હસ્તે મહા પાપો સિદ્ધ થાય છે આ બધાની શિક્ષા તરીકે હું આ ભર સમુદ્રમા જેમ તેં નયનચદ્રને નાખી દીધો હતો તેજ પ્રમાણે તને પણ નાખી દેવાની શિક્ષા ફરમાવું છું !"

આ ઉગ્ર શબ્દો સાભળી સરસ્વતીપ્રસાદ કપવા લાગ્યો અને તેણે વિનિત સ્વરે કહ્યું, "લાજવતી ! મારે હસ્તે ગમે તેવા અપરાધો થયા હોય તો પણ તે આપણા સઘળાના હિતને માટેજ થયા છેને ? મારે હાથે ઘડેલાં પાપોથી શું કાંઇ મેં એકલાએજ કોઇ પણ પ્રકારનો લાભ ઉઠાવ્યો છે વારૂ ! પછી શું આપ આવી ઉગ્ર શિક્ષાથી મારો અંત લાવવાનું યોગ્ય ધારો છો !"

"બીલકુલ યોગ્ય ધારૂં છું ! બદમાસ ! મારી ઉજ્વલ કિર્તી આજે તારે લીધે નષ્ટ થઇ ગઇ છે અને હું પણ એક અત્યાચારી રમણીજ છું એમ જગત મારી નિંદા કરી રહ્યું છે, હું એ નથી ઇચ્છતી શયતાન ! મે જે શિક્ષા તને કરી છે તે યોગ્યજ છે ! બસ તમારો અંત આવી રહ્યો છે !" સરસ્વતીપ્રસાદ કાંઇ આગળ બોલવા જતો હતો પણ તેને લાજવતીએ વધારે બોલવા દીધો નહિ, તેણે કાંઇક ગુપ્ત સંજ્ઞા કરી દીધી, તે સાથેજ તેને બંદિવાન બનાવી લેવામા આવ્યો !

## ઉપસંહાર.

આકાશમાં રવિરાજ હર્ષથી નૃત્ય કરવા લાગ્યા, શીતલ વાયુ ચતુર્દિશા એથી વહેવા લાગ્યો અને પ્રકૃતિ દેવી જાણે સરસ્વતિપ્રસાદનો

વિનાશ સાભળી આનંદમાં આવી ગઇ ! લાજવતીની આજ્ઞાથી સરસ્વતિપ્રસાદને મહાસાગરમા ફેંકી દેવામાં આવ્યો ! તેનો પરિતાપી આત્મા પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા પ્રભુ દ્વારમાં ચાલ્યો ગયો.

કિશોરકાંત અને નયનચન્દ્રને ના૦ સરકારે મોટું પરિતોષિક આપી દીધું ! અને તેમની કિર્તિ સમસ્ત વિશ્વમા પ્રસરી ગઇ !

માતૃ સન્યાસ ધારીણી આદર્શ સન્યાસીની લાજવતીની કિર્તિ જગતભરમા વ્યાપ્તમાન થઇ રહી !

કિશોરે પોતાને મળેલી સઘળી બક્ષીસ રાજપુર શુધ્ધિ સભાને અર્પણ કરી દીધી અને તે સાથે તેને એક સુંદર આરસ પાષાણ પર કોતરેલો લેખ ભેટ આપ્યો.

આ લેખ નીચે પ્રમાણે હતો !

> "પતિત થએલી હિંદુ જાતીના અંગો આજે જુદા થઇ રહ્યા છે, તેને એક કરવાનો અભિલાષ રાખનારાઓ ! તમે તમારા હેતુમાં સફળ થાઓ ! ભય દૂર કરો ! બુદ્ધિહિન સલ્લાહકારોની સલાહને ફેંકી દો અને જે હિંદુઓ અજ્ઞાનતાથી, નિર્ધનતાથી અને પરધર્મી શયતાનોના છલબલ અને કલથી અહિંદુ બન્યા હોય તેને શુધ્ધ કરી પાછા હિદુ ધર્મમાં લઇ લો ! દૃઢ રહી કાર્ય કરો ! વિજય તમારો છે, પ્રભુ તમારો છે, આર્ય ધર્મ અમર છે ! અમર રહો અમર રહેશે !"

પાઠક પ્રસ્તુત પુસ્તક વાંચ્યાની જો તારે પણ સાર્થકતા કરવી હોય તો આ લેખ તારા પણ હૃદયમાં આજેજ લખી દે ! તે સિવાય તારૂ પ્રસ્તુત પુસ્તકનું વાંચન પણ મિથ્યાજ છે, ઇત્યોમ્.

**શાન્તી ! શાન્તી !! શાન્તી !!!**



(સચિત્ર) ડિટેક્ટીવ નવલકથા. ૮ ચિત્રો સાથે. (સચિત્ર)

# મોતીની માળા યાને મહાદેવીની મૂર્તિ.

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલિક:-રા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

શંકર પ્રેસ-સુરત. કીંમત. આઠ આના.

(સચિત્ર) **શયતાની લીલા** (સચિત્ર)



પ્રકાશક:—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ—સુરત.

શંકર પ્રેસ—સુરત. કીંમત આઠ આના.